(શેઠ ખ. રૂ. કામાવાળો ઈનામનો રેસાલો.

# જરતોશ્તી જવાહિરે

યાને

અશો પેગામ્બર સપિતમાન જરતોસ્તની પવિત્ર ગાથાવાણીમાંથી, તેમજ પાક અવસ્તા વાણીમાંથી ચુંટી કહાડેલા

**નેકી અને નીતિ શિખવનારા, ફિલસુફી અને વિદ્યાનું જ્ઞાન કરનારા, સંસાર વહેવારની શિખામણ આપનારા**

## ચુનંદા ફેકરાઓ,

તેમના તરજુમા સાથે

ભેગા કરનાર

**પાહલનજી બરજોરજી દેશાઇ.**

તે "તારીખે શાહાને ઇરાન" વગેરેના કર્તા.

રાહનુમાએ માજદયસ્નાન સભાની
મારફતે
શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાજીએ
આપેલાં રૂ ૧૨૫) નાં ઇનામનો
આ નિબંધ
એ સભાની પરવાનગીથી છપાવી પ્રગટ કીધો છે.

---

મુંબઇ:
શ્રી જ. ન. પીતીત પારસી ઑરફનેજ કેપતન
પ્રિંટીંગ વર્કસ.

---

૧૯૦૧ ઇસ્વી. ૧૨૭૧ યજદેજર્દી.

# આ રેસાલા વિશે ખોલાસો.

---

રાહનુમાએ માઝદયસ્નાન સભાની કારોબાર મંડળી હસ્તક શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાએ નીચે જણાવેલાં નામ અને વિગત સાથનો એક ઇનામનો રેસાલો લખાવી માંગ્યો હતો:—

"અશો જરતોસ્તની શાગેર્દી : યાને પેગામ્બર સાહેબનાં ફરમાનોમાંનાં થોડાં થોડાં જરતોશ્તીઓને દરરોજ વાંચવાને તથા મનન કરવાને બની આવવા માટે વર્ષના ૩૬૫ દાહાડામાંના દરેક દાહાડાનાં નામની મતલબને વધતાં યા ઓછાં બંધબેસતાં આવે એવાં ફરમાનો અવસ્તાવાણીમાંથી ટાળવી કાહાડી, તેમને બારે મહિનાના દરેક રોજની નીચે લાગુ પડે એવી રીતે ગોઠવીને એક સંગ્રહ બનાવવો.

"મી૦ અર્નેસ્ટ એમ. બાઉડને 'The Imitation of Buddha, Quotations from Buddhist Literature for each day in the year"

એ નામનો એક નાનો ગ્રંથ ૧૮૯૧ નાં સાલમાં પ્રગટ કીધો છે તેની ધોરણ ઉપર આ રસાલો લખવો, પણ લખનારે અવસ્તાવાણીમાંના અસલ ફકરા ગુજરાતીમાં એક સફા ઉપર ઉતારી લઇ સામેના સફા ઉપર તેમના ઇંગ્રેજી અથવા ગુજરાતી તરજુમા આપવા.

"રસાલો આવતા માર્ચ માસની આખરી સુધીમાં ઉપલી સભાના આંનરરી સેક્રેટરી મી૦ પાહલનજી બરજોરજી દેસાઇ ઉપર મોકળી આપવો. અને ઠરાવેલી કમિટી જે નિબંધ પસંદ પડશે તે લખનારને રૂ. ૧૨૫ નું ઉપલું ઇનામ મળશે."

ઉપલી સભાની કારોબાર મંડળીને આ બાબતમાં બે રેસાલા મલ્યા હતા, જેમની તપાસ કરીને એરવદ કાવસજી એદલજી કાંગાએ રિપોર્ટ કરતાં નીચે મુજબના વિચારો જણાવ્યા હતાઃ—

"જત તા૦ ૩ જી આગસ્ટ સને ૧૯૦૦ ના પત્ર સાથ "અશો જરતોસ્તની શાગેર્દી" બાબે લખાઇ આવેલા બે રીસાલા તપાસવાને માટે તમો

સાહેબે મારી ઉપર મોકલીઆ હતા તે મેં બારીકીથી તપાસીઆછે અને તેનો રીપોર્ટ નીચે મુજબ લખી જણાવવાની રજા લેઉંછુંજી.

"એ બે રીસાળાઓમાં "અર્બુશ્ધો વાક્ષ યાહિ વેરેથ્રજાંસ્તેમો"વાળી નીશાનનો રીસાલો સરસ નીવડયો છે. એના લખનારે રીસાળાની બધી શરતો પુરી પાડીછે. શરતમાં જણાવીઆ મુજબ આપણા મહીનાઓના દરરોજના મથાલાં હેકલ, બની શકીઉચ તેમ, બંદબેસતા અવસ્તા તેના અર્થ સાથે આપીઆ છે. એથી ઉલટું એ રીસાળાના બીજા લખનારે અવસ્તાના ફકરા મુદલ આપીઆ નથી, તથા અંગ્રેજી બાર મહીનાની દરેક તારીખના મથાળાં હેકલ અવસ્તામાં આવેલા ફકરા તથા વાકયોના ફકત અંગ્રેજી તરજુમા આપીઆ છે. ધાર્યામેળે એ લખનારે માંગેલી શરત ઉપર ધેઆન આપીઉ નથી.

" અતુખ્યો વાક્ષ્ યાહિ વેરેથ્રજાસ્તેમો "ની નીશાનવાળા લખનારે, જોકે બની શકીઉ તેમ, દરરોજને મલતા તથા તેને બંધબેસતા અવસ્તા, તેના અર્થ સાથે આપવાની કોશેશ કીધીછે, તોપણ કેટલેક ઠેકાણે અવસ્તા તેના રોજને અનુસરતા નથી......સેવટે, એ રીસાળો ઠેરવેલાં ઈમાનને માટે લાએક જણાયોછે: પણ એલતેમાસ કરૂંછું કે, છપાવા આગમચ, લખનારે એક વખત ફરીથી, આખો રીસાળો બારીકીથી જોઇ જવો, કારણ કે, તેમાં સુધારો કરવાને માટે જગા નીકળશે એમાં તો શક નથી."[1]

મજકુર રિપોર્ટ મુજબ પરીક્ષકે પસંદ કરેલા રેસાલાવાળા તખલ્લુસનું પરબિડું ઉખેડતાં કારોબાર મંડળીને સભાના આનરરી સેક્રેટરી મી૦

---

૧ પરીક્ષકની આ ભલામણ મુજબ લખનારે પુરેપુરો અમલ કીધો છે.

પાહલનજી બરજોરજી દેસાઈનું નામ જણાયાથી તેમને ઉપલું રૂ. ૧૨૫) નું ઇનામ આપવામાં આવ્યું છે.

હાલમાં જરતોસ્તીઓમાં ધર્મ કેળવણી બાબે ચર્ચા ચાલુ છે તે દરમિયાન આ રેસાલો છાપી પ્રગટ કરવાનું દરૂસ્ત જણાયાથી તેમ કરવાની પરવાનગી મી૦ પાહલનજીને કારોબાર મંડળીએ ખુશીથી આપી છે.

ખ. રૂ. કામા,

રાહનુમાએ માજદયસ્નાન સભાની કારોબાર મંડળીના સરનશીન.

# દીબાચો.

આજે સુધરેલી દુનિયાના ધર્મ સુધારકો સર્વથી ચઢતે દરજજેની નીતિનું શિક્ષણ લોકોને આપવાને આતુર જણાયછે. એ માટે ઉત્તમમાં ઉત્તમ શિક્ષણની શોધ ચાલેછે અને પુરાણા મઝહબોનાં દફતરોના સફા ઉથલાવવામાં આવેછે. વળી આ સુધરેલી પ્રજા ઉગમણુ ભણીના પુરાણા ધર્મોનાં ભાષણો પૈસા ખર્ચીને સાંભળવા લાગીછે. એવા એ ધર્મોનાં પુસ્તકો તેમને હાથ લાગ્યાં છે, જેમાંથી ઉત્તમ નીતિના અનેક સબકો મલી આવેલા મનાયછે. આ ઉંચે દરજજેનાં શિક્ષણને વધારે મોતેબર મરતબો એમ મલ્યો છે કે તેઓમાં માણુસજાતને બહુજ નમ્ર થવાની જાયજા તાકીદ ફરમાવી છે. જાતભાઇઓ તરફ સખી રીતે વર્તવાનાં આવાં કીમતી ફરમાનોને લીધેજ નહિ, પણ

માણુસજાતથી ઉતરતાં પ્રાણીઓ ભણી દયા દેખાડવાના હુકમો આપેલા છે તેથી પણ આ પુરાતન મજહબોને દયા અને સખાવતના ઉત્તમ કાનુન ઉપર રચાયલા ગણી માન આપવામાં આવેછે. આ બેમાંનો એક ધર્મ કાંઇપણ ચેતન શકિત ધરાવનારાં પ્રાણીઓ તર્ફે, ત્યારે બીજો તમામ જાનદાર પશુ, પંખી, જળચર અને જંતુ તર્ફે દયાળુ થવાનો બોધ કરેછે, અને તેમ કરવાની ઇનસાન જાતની ફરજ શિખવે છે.

હવે આવા ઉત્તમ બોધ શિખવનાર ધર્મો વિરૂધ બોલવાનું કાંઇ નથી. પણ સઘળે ઠેકાણે નમ્રતા વાપરવા અને બધીજ બાબતમાં દયા દેખાડવાનું શિક્ષણ આપનારા ધર્મો તર્ફેથી દુરઅંદેશ ઇનસાનનું દિલ ઉઠતું જાય છે. આ દુરઅંદેશીઓ કહેછે કે દયા અને સખાવત ઉપર રચાયલા ધર્મો આલમના હકમાં સઘળો ફાયદોજ કરતા હોય

એમ નથી. તેઓ, અને આજની વિદ્યા સાથ ધર્મને સરખાવી જોઇ અનુમાન બાંધનારાએ કહેવા માંગે છે કે ખરો ઉત્તમ ધર્મ તો તે કે જેનો પાયો દયા અને સખાવત જોડે ઇનસાફ ઉપર રચાયો હોય. જે મજહબમાં ઇનસાફનું શિક્ષણ પુરતું ન હોય તે ઝાઝો ફાવે નહિ. આ વાત ખરી છે કે સર્વથી શ્રેષ્ઠ અને સર્વથી નેક વિચારો અને ફરમાનો આપનાર મહા પુરૂષો તેવાજ ઉત્તમ ગુણો ધરાવનારા હોવા જોઇએ; અને ઉપલા બંને ધર્મોના સ્થાપકોના ઉત્તમ ગુણોની આજે સુધરેલી આલમ સ્તુતિ ગાય તેમાં નવાઇ નથી. પણ ઉત્તમમાં ઉત્તમ જો એકલી દયા અને સખાવતનો કાનુન હોય તો ઇનસાફના હિસ્સા વિના તે અધુરો સાબેત થશે. માણસને જો નેકીના રસ્તા ઉપર મુકવાની ધર્મની ફરજ હોય તો ઇનસાફ તર્ફના પ્યાર વિના નેકીના મેહલના દરવાજા ઉઘડવાના નથી. દયા અને

સખાવતનો અમલો ઇનસાફ વિના અધુરો છે. એટલામાટે ઉત્તમમાં ઉત્તમ ધર્મની શોધ કરવી હોય તો જેનો પાયો દયા અને સખાવત જોડે જોઇતા ઇનસાફ ઉપર રચાયો હોય તેવા ધર્મની તે થવી જોઇયે. ઉપલા સુધરેલી દુનિયાના દૂરઅ દેશીઓનું કહેવું એજ ભાવાર્થ ધરાવે છે અને ધર્મસુધારા માટે આતુર દરેક જીગ્નાસુ પણ એવાજ અભિપ્રાય ઉપર આવીને અટકવા માંગે તો તેમાં અજબ થવાનું નથી.

આમ છે ત્યારે ઇનસાફ ઉપર પોતાનો મુખ્ય પાયો બાંધનાર મજહબની શોધ થવી જોઇએ. અને એ શોધ કરવાનું કામ આજે મુશ્કેલ નથી. એ મજહબ મજદયસ્ની જરતોસ્તી છે. દુનિયાના એ હજારથી બાવીશ શો વરશ જેટલા પુરાણા ઉપર ઇશારો કરેલા દયા અને સખાવતનું શિક્ષણ આપનારા બંને મજહબો આગમજ જે વધારે

પુરાણો મજહબ સ્થાપીત થઇ ચુકયો' હતો તે જરતોશ્તી મજહબ છે, કે જે દુનિયાની અચરતી વચ્ચે પોતાની ઉપર ગુજરેલા અસંખ્યાત ગજબો છતાં હૈયાતી ભોગવતો આજ સુધી બચેલો છે. કેયાની પાદશાહ ગુશ્તાસ્પની મદદથી હજરત જરતોસ્તે સ્થાપેલો આ સર્વથી પુરાણો હયાત ધર્મ યુરોપ અને અમેરિકાના મજકુર દૂરઅંદેશીઓના માંગવા મુજબના ઇનસાફનાં કાનુન ઉપર રચાયલો છે. અગરજો એવા ઇનસાફી કાનુન ઉપર રચાયલા મજહબનીજ ખોળમાં નવી સદીની ધર્મસંબંધી ફિલસુફી માર્ગ લેવા માંગતી હશે તો તેને માટે કોઇ નવા પેગમ્બરે જન્મ લેવાની અગત્ય માલુમ પડવાની નથી, કેમકે તે અગત્ય જરતોસ્તનો ચારથી પાંચ હજાર વરસનો પુરાણો મજહબ પુરી પાડી શકે એમ છે. એમાં માણસ જાત તર્ફે સર્વદા દયા અને સખાવતથીજ વર્તવાનાં ફરમાનો શોધવા

જનારને મલનાર નથી, કેમકે તેવાંજ સઘળાં ફરમાન દુનિયાને ફાયદાને બદલે નુકસાન કર્તા થઇ પડવાનો સંભવ છે. પણ એમાં તો ઇનસાફ અને ઇનસાફ જાબજા નજર આવશે. ભલું વિચારો, ભલું બોલો, ભલું કરો—તેનો બદલો આ દુનિયાનાં સુખ અને પેલી દુનિયાનાં નિર્વાણમાં મળશે; બુરૂં વિચારે-બુરૂં બોલો, બુરૂં કરો—તેને બદલો આ જેહાના નાં સંકટ અને પેલી જેહાનનાં પશ્ચાતાપમાં મળશે. સારાં નરસાંનો ઇનસાફ થશે અને શેવટે નેકીની ફતેહ થશે. નેકી અને બદી વચ્ચે સર્વદા ઝગડો ચાલુ રહેશે, પણ અંતે નેકીજ ફાવશે. માણસ ગ્નાની છે; તેની આગળ બે રસ્તા ખુલ્લા છે: એક ભલો, બીજો બુરો. એ બેમાંથી જે તે પસંદ કરશે તે મુજબનો તેનો ઇનસાફ થશે; તે મુજબનું પરીણામ તેને હાંસેલ થશે. ભલાંનુ ભલું, બુરાંનુ બુરૂં.

આ સઘળું જરતોસ્તનો મજ્હબ શિખવે છે. પણ આ તો મરણ પછીના ઇનસાફની વાત થઇ. પણ જીંદગી દરમિયાન ઇનસાફ કયાં છે? બદ માણસને મારી બખ્શાવી કે સજાએ પુગાડવો? એ બાબે જરતોસ્ત આપણને એમ સમજાવવા માંગે છે કે જેબી કામ બને તેનો ઇનસાફથી તોલ થાય છે, અને દાદાર તે ઇનસાફ કરે છે. તે પોતાના એકજ ખોદા હોરમજદથી જાણવા માંગે છે કે જુઠા, ઠગારા, રાસ્તીથી નારાજ, અને નેકીના વધારાથી નાખુશ માણસોને હું કેવી રીતે દૂર કરૂં? (ઇજ૦ હા ૪૪, ફ૦ ૧૩). વળી તે જાણવા માંગે છે કે જુઠાઇને તોડવા, બદ માણસોને પાયમાલ કરવા, અને કાવત્રાં તથા દગાબાજીનો ફેલાવો અટકાવવા માટે ઠગાઇને રાસ્તીના હાથમાં તેની લાયક સજાને માટે કેવી રીતે આપું? (૪૪-૧૪). આ રીતે દુષ્ટ માણસોને મારી હટાડવા

અને સજા કરાવવાની ખાહેશ રાખીને જરતોશ્ત તે માટે હોરમજદની મદદ માગે છે.

પણ તેના માગેલા ઇનસાફની હદ એટલીજ દીસતી નથી. અગરજો કોઇ વધારે મોટો તકસીર-વાર હોય તો તેને તો તે જીંદગીથી ગગડાવી નાખવા માંગે છે (૪૬-૫); અને ખરેખર પોતાના એક મોટા દીન દુસ્મનની શેકસ્ત જરતોસ્ત પોતાની નેકીની ફતેહને માટે ઇચ્છે છે. તે અર્જ ગુજારે છે કે હું તો નેકીના તરીકાથી બેદિલ થયલાઓને રાસ્તીની મારફતે રાજી કરવા ઇચ્છું છું, તોપણ મારા સૌથી જોરેમંદ દુસ્મન (બે-૮) મારી સામે થયા કરે છે માટે મારી નેક મનશાનીથી હું તેની હાર શોધુંછું (૪૯-૧). અહીં ત્યારે બુરામાં બુરા માણસને થકી લાયક સજા અપાયલી આપણ જોઇએ છીએં, અને તે જરતોશ્તી ઇનસાફનો તરીકો દેખાડે છે.

એ રીતે આ તેમજ પેલી દુનિયામાં જરતોસ્તી દીન ઇનસાફથી નેકી અને બદીનો બદલો અપાવવા માંગે છે. જરતોસ્ત પોતાને થકી રાસ્તી અને નેક વિચારની બખ્શેશ માંગેછે (૨૯-૧૧), એવી મતલબથી કે દીનના ફેલાવાને થકી પોતે લાયક થઇ શકે. એક વાર હોરમજ્દની પસંદગી પોતાની ઉપર ઉતર્યાં પછી જરતોસ્ત તન મનથી દીનના ફેલાવાનાં કામ ઉપર મંડયો, કેજે દીનની સ્તુતિ તે ઘણાજ થોડા શબ્દોમાં કરે છે. પોતાના જમાનાની સઘળી મોજુદ દીનોમાં તે તેને સર્વોત્તમ ગણે છે, અને ખુબીમાં જણાવે છે કે એ દીનનો મદાર રાસ્તી ઉપર બાંધેલો હોવાથી તે માલ મિલ્કતને આબાદ કરે છે, અને સંપૂર્ણ મનશનીના કલાંમાથી ભરપુર હોવાને લીધે તે માણસ જાતને સદાચારી અને નીતિવાન કામો કરવાને શક્તિવાન બનાવેછે (૪૪-૧૦).

સદાચારી અને નીતિવાન માણુસનો સદા જય છે, એ સાચો સિધ્ધાંત આજ કાલનો નહિ પણ જરતોસ્તના જમાના જેટલો જુનો છે. એ અશો પેગામ્બર પોતે ઇનસાફની લગામ પરવરદેગારને સોંપતાં કહેછે. કે તું સાહેબે સદ્ગુણી માણુસને માટે સુખાકારી અને અમર્ગી મુકરર કીધાં છે, અને તેવા માણુસને તું હર વકતે શક્તિ અને જોર બખ્શે છે (૪૫–૧૦). સારાં નરસાંનો ઇનસાફ કરનાર હોરમજદ પોતે છે (૨૯–૪), એમ તો જરતોસ્ત જાબજા ફરમાવી જાયછે. સારાં નરસાં વચ્ચે તે કેવડો મોટો તફાવત સમજાવી જાયછે તે આ ઉપરથી જણાશેઃ—જે કોઈ દુષ્ટ માણુસને મદદ કરે તેને બુરો સમજવો; તથા જે નેકને મદદ કરે તેને નેક જાણવો (૪૬–૫). એજ ઉત્તમ નિયમને તે વળી તરતજ આ શબ્દોમાં પાછો સમજ પાડે છે કે—જે કોઈ દુષ્ટ ને માટે

ઘણો સારો તે પોતે દુષ્ટ છે; જેને માટે રાસ્ત પ્યારો તે પોતે રાસ્ત છે (૪૯-૬). એજ તરીકા ઉપર તે બાપોકાર જણાવે છે કે—દુષ્ટને માટે હું એક જોરાવર દુશ્મન અને રાસ્તને માટે એક જબરો ખુશંહાલી આપનાર થવા ઇચ્છુછું ( ૪૩-૮ ).

અહીં પાછો ઇનસાફનો કાનુન આવી ઉભો રહે છે; અહીં કાયદા મુકરર થાયછે. અને ઇનસાફના એ કાયદા ક્યાંથી આવ્યા? પેગામ્બર સાહેબના આ શબ્દો છે કે—"અએ હોરમજ્દ! એ પ્રમાણેના સૌથી પહેલા કાયદા તેં મુકરર કીધા છે ( ૪૬-૬ ). આ ઇનસાફી કાયદાઓમાં બુરા અને ભલા વચેના મોટા તફાવત વિશે વારંવાર સમજણ આપવાની જરતોસ્તે જરૂર વિચારી છે, કેમકે તે ફરીફરીથી ફરમાવે છે કે શેવટે "બુરાને માટે શિક્ષા છે," પણ "જે કોઈ રાસ્તીને ટેકો આપે છે તેને માટે સુખાકારી છે"

( ૫૧-૮ ); વળી "અએ હોરમજદ! બંને દુનિયાઓમાં પાપીને તું શિક્ષા કરેછે અને નીતિવાનને તું સુખ આપેછે" ( ૫૧-૯ ).

આ રીતે ઇનસાફના કાનુનવાળો જરતોસ્તનો પુરાણો મજહબ નેક વિચાર, નેક વચન અને નેક કામનાં ત્રણ મૂળ પગથિયાંઓ ઉપર રચાયલો છે (હા ૧૦, ૧૨, ૬૦). સચાઈ અને નેક મનસ્નીને તેણે ઉત્તમમાં ઉત્તમ નેકી ગણી છે, અને તેમનેજ એખ્તિયાર કરીને બીજાઓને તે એખ્તિયાર કરવા ફરમાવ્યું છે ( ૨૮-૧૧; ૨૯-૧૧; ૪૮-૧૧; ૫૧-૨ ). જરતોસ્ત જેટલું ફરમાવી ગયો નથી તેટલું તે દાખલાથી સમજાવી ગયો છે. કુહેવું એક અને કરવું બીજું, એ તેનો તરીકો ન હતો; તેમજ કરવું કે નહિ, તે સવાલ બાજુએ રાખીને સઘળું ખાલી ફરમાવી જવાનો પણ તેનો તરીકો દીસતો નથી. તે જેટલું જબરદસ્તીથી માન્ય

કરાવતો નથી, તેટલું પોતાનો દાખલો આપીને તે મુજબ ચાલવાનું આડકતરી રીતે તે શિખવે છે. તે બાપુકાર રાસ્તી અને નેક મનસ્નીનું રણશિગડું ફુંકી ખાલી બકબકારો નહિ કરતાં પોતે રાસ્તી અને નેક મનસ્નીને પસંદ કરી એખ્તિયાર કરે છે, અને એ ઉત્તમ નીતિઓથી પોતાને અને આલમને ફાયદા હાંસેલ થતા જણાવે છે (૨૮–૨; ૪૯–૩). એથી ઉલટા ચાલિયે તો ઉલટું જ બને છે તેબી તે કહે છે; અને આમ કહીને પછી એ એમાંથી શું એખ્તિયાર કરવું તે પોતાનું સાંભળનારાઓની મુનસફી ઉપર તે રાખે છે (૩૦–૨). તોપણ તે તેમને જાબજા ચેતવે છે કે નેકનો અંજામ નેક અને બદનો બદ છે (૪૭–૧, ૪).

જરતોસ્ત પોતાની ઇરાની કોમનેજ સર્વોપરી ગણી જતો નથી. ન્યાત જાતના તફાવત જેવું તે સમજી કે સમજાવી ગયો નથી. તેણે

પોતાનો ધર્મ સમજાવ્યો ત્યારે નેકી અને બદીના જે બે રસ્તા બતાવ્યા તે એકલા ઇરાનીઓને માટેજ ન હતા. તેણે દરેકને પોતાની મર્જી ઉપર છોડી દીધોછે. ઇનસાનને હોરમજ્દે અકલ બક્ષેલી છે, માટે તેણે તે અકલનો ખર્ચ કરીને પોતાની મર્જી પડે તે માર્ગ એખ્તિયાર કરવાનું જરતોસ્તે ફરમાવ્યું તે એકલા ઇરાનીઓનેજ માટે ન હતું. તે તો અકલનો રૂડો ખર્ચ કરનારને પસંદ કરી ગયો છે, અને તેવા રૂડા અકલમંદો તેને તુરાન જેવા દેશના ફ્રિયાન જેવા ખાનદાનીઓ પણ જણાયા છે, જેમનું નામ દઇને તે તેમની રાસ્તીની સ્તુતિ કરી ગયો છે (૪૬–૧૨). આ ઉપરથી જણાય છે કે જેબી હમદીન કે જુદદીને ભલી મનસ્નીથી રાસ્તી એખ્તિયાર કીધી તે જરતો-સ્તી દીનના તરીકા મુજબ ચાલ્યો છે, અને તેટલા માટે તે ગોયા જરતોસ્તીજ છે, અને તેથી તે ભલાં ઇનામને લાયક થયો છે.

માણુસ જાત તર્ફની ખરી દયા તે આ છે. હમદીનને માટે બેહસ્ત અને જુદદીનને માટે દોજખ—એ જરતોસ્તના સખી મજહબનું ફરમાન નથી

રાસ્તીથી સર્વ નેકી છે; રાસ્તીની અંતે ફતેહ છે (૫૧–૧૩); માટે રાસ્તીની જરતોસ્તે જાબજા તારીફ કીધી છે. રાસ્તીની બખ્શેશ પોતે હર પળ માંગીને અંતે તે હાંસેલ કીધી છે: રાસ્તી હાંસેલ કરવાની બીજાઓને શિખામણ દીધી છે; રાસ્તીના પાયા ઉપર પોતાની દીન રચી છે, એટલુંજ નહી પણ હોરમજદની પાદશાહી પણ રાસ્તી અને નેક મનસ્નીને લીધેજ કાયમ રહેલી તે જણાવે છે (૪૮–૯; ૩૧–૬). તે ફરમાવે છે કે હોરમજદની પરસ્તેશ રાસ્તી ઉપરજ આધાર રાખે છે (૪૮–૧); અને નેક મનસ્નીનાં ફળ દાખલ સભ્યતા, ભક્તિ, સખાવત,

પવિત્રાઈ, ઉદ્યોગ, દિયાનતદારી, અને બીજા હજારો સદ્‌ગુણો જન્મ પામે છે, કે જે સર્વને જરતોસ્તે વખાણ્યા છે. એ રીતે જે મજહબનો પાયો રાસ્તી અને નેક મનસ્‌ની ઉપર હોય તે આ સર્વ સદ્‌ગુણોનાં જવાહિરોથી શણગાર પામેલો સાબેત થવો જોઇયે. તે જવાહિરોના મોટા ભાગનો આ પુસ્તકમાં સંગ્રહ કરેલો છે.

જરતોસ્તે સઘળીજ કિસમનાં માણુસ જાતને પસંદ કીધા નથી, તેમ તેણે સઘળી કિસમનાં ઉતરતાં પ્રાણીઓને કબૂલ રાખ્યાં નથી. જેમ નેકીના માર્ગ ઉપર ચાલનારાઓને તેણે ભલા બદલાનાં ઇનામથી પોતાની દીન તરફખેંચ્યા છે, તેમ જે પશુઓ માણુસ જાતનો વિશ્વાસ મેલવી તેને માટે ઉપયોગી સાબેત થયલાં છે તેવાં સર્વ ગોસ્પંદોને આબાદ રાખવાનું તે શિખવી ગયો છે, તેમની ખરાબી કરનારાઓને બુરા ગણી

ગયો છે (૪૮-૬), અને તેમનું પોષણ કરવા માટે માણુસે મહેનત કરવીજ જોઇયે એમ ખુલ્લું ફરમાન આપી ગયો છે (૪૮-૫). ઇજસ્નેમાં ગાય બળદ જોડે ઘોડાનું નામ પણ જોવામાં આવેછે, કે જેમની પરવશી કરવાની તેમના ધણીઓની ફર્જ બતાવેલી છે (૧૧-૧,૨). વળી વંદીદાદમાં જાતજાતના કુત્રાઓની પરવરશીની બિના આવી છે (પરગ૦ ૧૩). એ રીતે માણુસે પોતાથી ઉતરતાં ખરાં ઉપયોગી પ્રાણીઓ તર્ફે દયા કરવાનો કાનુન જરતોસ્તનો મજહબ શિખવી જાય છે; અને ખરેખર જે પ્રાણીઓ માણુસને ઉપયોગી ન હોય તેમની પરવરશી કેવી રીતે થઇ શકે? ફાડી ખાનારાં પ્રાણીઓ, જેઓ માણસનો જીવ લેછે તેમને તો જરતોસ્તે દુષ્ટ માણસો સાથ સરખાવ્યાં છે, અને બંનેથી નેક અને રાસ્ત માણુસે દૂર નાસવા

જણાવ્યું છે (ઇજ૦૩૪–૯). વળી બીજાં ઇનસાનને માટે નુકસાનકારક હોય એવાં જંતુઓનો માણસે પોતાના બચાવને ખાતંર નાશ કરવાનું જરતોસ્તી મજહબે ગુનાહભરેલું નહિ ગણતાં જરૂરનું જાહેર કીધું છે : એટલેજે જેઓ માણસને માટે, તેનાં વફાદાર ઉપયોગી પશુઓને માટે, ખેતીવાડી તથા ભલી સંસારી જીંદગીને માટે, નાશકારક હોય તેમને તેવો નાશ કરતાં અટકાવવા અને મારી કહાડવા અને નાબુદ કરવાનું જરતોસ્તી ધર્મનુ શિક્ષણ છે.

અહીં પાછો ઇનસાફનો કાનુન જળવાયોછે. પશુઓ અને જંતુઓ થયાં માટે તેઓ આપણી એકસરખી દયાને લાયક ઠરતાં નથી; પણ જેમ દુષ્ટ માણસો સજાને લાયક છે તેમ ફાડીખાનારાં પશુ અને નુકશાન કરનારાં ખરફસ્તરો પણ સજાને લાયક છે. એ રીતે જે ઇનસાન તેમજ

હેવાન હોરમજદની પેદાયશને ફાએદો કરનારાં હોય તેમને ભલાં ગણી ઇનામ અને પરવરશીને લાયકનાં ઠરાવ્યાં છે, અને તેમ કરીને દયાનો કાનુન જાળવ્યો છે; પણ તેજ વકતે જે ઇનસાન અને હેવાન પેદાયશની હાનિ કર્તા હોય તેમને બુરાં ઠરાવીને તેમનાં બુરાં કામથી વેગળાં કરવા સજાને લાયક ગણ્યાં છે, અને એમ કરીને ઇનસાફના વધારે મોટા કાનુનનેં જાળવ્યો છે.

અને ખરેખર આજના એલમ અને ફિલસુફી-ના જમાનામાં આ બેવડો કાનુન—ધર્મમાં ઇનસાફ અને દયાનો મેળ—વાસ્તવિક જણાયા વિના રહેશે નહિ. આંખ મીચીને બુરા તર્ફે ભલાઈ બતાવવામાં આયદેહ આલમને લાભ રશો નથી; પણ આંખ ઉઘાડી રાખીને ભલાને ભલાઇનો બદલો આપવાનું અને બુરાને બુરાઇની સજાએ પહોંચાડવાનું ફરમાન દુરસ્ત અને દરોબસ્ત દીસે છે. એમ હોવાથી

માણુસને બુરે માર્ગે જતાં મોટો અટકાવ નડેછે: ભય તેની સામે આવીને ઉભું રહેછે; પોતાનાં ફેલનાં ફળ આકેબત ખાવાં પડશે એવી ધાસ્તીથી કોઇની મદદ કે રોસ્તેગારી ઉપર મદાર બાંધવાનું તેને ફાવતું નથી. આજે મરાય એટલી બદીની મજાહ મારી લો, કેમકે કાલે તો આપણુને બચાવી લેવામાં આવનાર છે, એવા ખિયાલની ગેરહાજરીમાં માણુસને સુધરવાની ઘણી વકી રાખી શકાય છે; પણ મારૂં કીધેલુંજ મારી સાથે આવવાનું, અને તેજ મને ઉગારવાનું યા ડુબાડવાનું, એવી તાકીદનાં ફરમાન (૪૭-૨,૫; ૪૯-૧૧; ૫૧-૧૩) જોઇને માણસ એકદમ અને યાહોમ બદી તર્ફ દોરવાતો નથી, પણ આકેબતની સજાને થકી ઘણો ડરે છે. એ બીક તેની આ ગેતીની તેમજ આવતી મીનોઇ જીંદગીને થકી ઘણી ગુણકારી છે. એ બીકને લીધે તે આડો જતો

અટકે છે, ભલી મનસ્ની અને રાસ્તી એખ્તિયાર કરતાં શિખે છે, અને પોતાની આજની હાલત તથા આવતાં ભવિષને સમારે છે.

એ સઘળું જરતોસ્તનો મજહબ શિખવે છે, અને એટલાજ માટે જરતોસ્ત પોતાના જમાનાની મોજુદ દીનોમાં પોતાની દીનને સર્વથી ઉત્તમ જણાવી ગયો છે. બીજી દીનો વિશે ચુનોચેરાનો એક શબ્દ પણ આ ઠેકાણે બોલવાનો નથી ; માત્ર એટલીજ યાદ એકવાર ફરીથી આપીને આગળ ચાલવાનું છે કે ફકત દયાનાજ કાનુન ઉપર રચાયલી દીન તરફ નારાજ થનારાઓ ઇનસાફના કાનુનવાળી દીનની માંગણી કરવા નિકળ્યા છે તેમને કોઇ નવી દીનની શોધમાં જવું નહિ પડે એવી એક અતિ પુરાણી દીન તેમની આગળ જાહેર છે, અને તે જરતોસ્તની દીન છે, જેનો મદાર દયા અને દયાથી પણ વધારે ઇનસાફના મજબૂત પાયા ઉપર રચાયલો છે.

જરતોસ્તનો મજહબ બીજી વધારે અને જાતજાતની ખુબીઓ ધરાવે છે, પણ તે સર્વના સંબંધમાં લંબાણ કરવાની મારી મતલબ નથી. એ મજહબ ફિલસુફીનું તત્વ પણ ધરાવે છે. સપેનામીનો અને ગનામીનો નામની બે એકેકથી ઉલટી શક્તિઓની એકેકથી ઉલટી અસરો ( ૩૦—૩, ૪,—૫ ) છતાં બને શક્તિઓ એકેકને મદદ કરનારી છે, અને તોપણ એ બેમાંની જે દુનિયાની આબાદી કરનારી અને શેવટે નેકીની ફતેહ કરી આપનારી છે, તેનીજ તર્ફ મન લગાડવાનું જરતોશતનો મજહબ શિખવે છે. મર્જીનું છુટાપણું વાપરવાનો ઇનસાનનો હક તે ના પાડતો નથી, કેમકે સારૂં નરસું પસંદ કરવાનું માણસની મર્જી ઉપર રાખીને તે તેને ખોદાએ નિર્માન કીધેલાં સુખ દુખના વિચારથી દૂર રાખે છે.

વળી આ મજહબ નીતિથી ભરપુર છે.

જરતોસ્તની પવિત્ર ગાથાવાણી તમામ નીતિના શબ્દોથી ભરેલી છે. અવસ્તાવાણીમાં જાબજા નેક મનશ્ની, નેક ગવશ્ની અને નેક કુનશ્નીના કલામો મન ઉપર ભલાઇ અને પવિત્રાઇના છાપ બેસાડતાજ જાય છે. ગાથાનો આવો એક એક વાક્ય એક એક નીતિ-પાઠ શિખવે છે. દુનિયાનું તમામ ડહાપણ તેમાં સમાયલું છે. બંદગીને તેમાં અવસ્યની ગણેલી છે, અને તેબી વળી ગાયનરૂપી બંદગી છે (૩૪-૨; ૫૦-૮). આદમીજાદે પોતાના પેદા કરનારની બંદગી તો કરવીજ જોઇયે, કારણકે તે બંદો છે—પેદા કરનાર તર્ફે બંધાયલો છે; અને વળી બંદગીથી પોતાના કિર્તારને રાજી કર્યા બાદ તેણે તેનાથી કાંઇ બખ્શેશ પણ માંગવી જોઇયે—કાંઈ મોરાદ પણ ચાહવી જોઇયે—કાંઇ ફરિયાદની દાદની ખાહેશ પણ દેખાડવી જોઇયે. આદમ તે સઘળું માંગે છે; તે તમામ

સુખ, દોલત, ઇજ્જત, તનદુરૂસ્તી, ફરજંન્દ, સાહેબી, વગેરે માંગે છે. જરતોસ્તબી ખોદાની બંદગી કરવાને કબૂલ થાય છે, તે બંદગીનો પ્રકાર જાણવા અને શિખવા ચહાય છે, પોતાના તનમાં શકિત હોય ત્યાં સુધી તે તે સાહેબની બંદગીનાં ગાયનો ગાયા કરવાનું માથે લે છે; તે તો છેક ગરોથમાન બેહસ્ત સુધી ખોદાતાલાની કીર્ત્તિનાં ગાયનો ગાવા અને પુગાડવાનું જાહેર કરે છે ( ૪૯–૧૨; ૫૦–૪; ૭, ૧૧; ૫૧–૬ ). અને એ સઘળાંને થકી તે બખ્શેશ માંગે છે; પણ તે કેવી બખ્શેશ? ઉપર કહી તેવી તમામ જાતનાં સુખની તે બખ્શેશ નથી. તે તો પોતે માથે ઉઠાવેલાં સહાસ કર્મ ( યાને દીનના ફેલાવા ) માટે જોઇતાં કુવત અને મજબૂતીની બખ્શેશ છે; તે તો રાસ્તી અને નેક મનસ્ની હાંસેલ કરવાની બખ્શેશ છે; તે તો કુદ્રતની રૂચનાની ખબરદારી હાંસેલ કરવાની બખ્શેશ છે;

તે તો સૂર્ય મંડળ સંબંધી, દુનિયાની માયા સંબંધી, નેકી અને બદીની લડત સંબંધી સઘળું જ્ઞાન મેળવવા માંગે છે; તે તો પોતાની મુફલેસી વેળા હોરમજદનાં સ્મરણની, શત્રુના દોર વેળા કામ કરવાની શક્તિ અને હિમતની બખ્શેશ માંગે છે (૪૩-૧૦: ૫૦-૯, ૧૦; ૫૧-૧૮, ૨૧; ૫૩-૧), અને રાસ્તી અને નેક મનસ્નીનેજ પોતાની દોલત ગણે છે.

એટલુંજ નથી. જરતોસ્ત પોતાની નેક મનસ્ની અને રાસ્તીને લીધે હોરમજદ તર્ફથી બખ્શેશ દાખલ ખુશહાલી માંગેછે અને કહેછે કે મારાં મનમાં હોરમજદની ખુશહાલીછે (૩૨-૧). તે પોતાની નેક મનસ્નીથી પોતાનાં માથે ઉઠાવેલાં દીનના ફેલાવાનાં કામને પાર પાડવા માટે (૩૩-૬) લાંબી જીંદગી માંગેછે (૩૩-૫). વળી તે તો રાસ્તી અને નીતિના જે માર્ગમાં દાદાર હોરમજદ

રહેછે ત્યાં જવા, તેની ભેટ લેવા, તેની દોસ્તીમાં ભેળાવાની. બક્ષેશ માંગેછે ( ૩૩–૫ ).

અને આ કિસમની આદમજાદનું ભલું કરવા માટેની સર્વે બક્ષેશો માંગવા અને મેળવવા છતાં જરતોસ્ત ફુલી જતો નથી. તે મગરૂરીથી તદન ખાલી દીસેછે. તે નમ્રતાનું સ્વરૂપ માત્ર છે. તેને તેની માંગેલી મોરાદોમાંની બે સર્વોત્તમ મોરાદો તો મળેલી જણાયછે; જેવી કે—હમેશ સુધીની સારી સુખવાસી જીંદગી; અને પ્રથમ જેઓ તેના શત્રુ હતા તેઓએ શેવટે તેની દીન કબુલ રાખવી. ( ૫૩–૧. ) અને એ રીતે પોતાની મોટાઇ સાબેત થયા છતાં જરતોસ્ત શેવટ સુધી નમનતાઇ અને સભ્યતા અખ્તેયાર કરી રાખેછે; તે શેવટ સુધી પોતાના પેદા કરનારનો પીછો છોડતો નથી; તેની પાસેથી કાંઇ ને કાંઇ ખબરદારી મેળવવાની આરજુ રાખે છે;

પોતાનાં દરેક કામને થકી તે હોરમજદની દયા માંગેછે (૩૩–૧૧). તે પવિત્રાઇ શોધેછે, પોતાની સભ્યતાને લીધે કુવત, અશોઇને લીધે હિમત અને જોર, અને નેક મનસ્નીને લીધે સરદારી માંગેછે (૩૩–૧૨). અનેક ઠેકાણે તે હોરમજદની મદદ અને દોસ્તી ઇછેછે, અને પોતાની રાસ્ની તથા નેક નૈયત ઉપર પોતાની માંગણીનો આધાર બાંધેછે. પોતાના આ અને બીજા એવાજ અનેક સદ્‌ગુણોથી હથિયાર બંધ થઇ તે હોરમજદના ગરીબોને આશ્રા આપવા માંગેછે (૩૪–૫). પોતે કોણ ઉપર પોતાનો મદાર બાંધી બાહેર પડયોછે તે તો તે અનેક ઠેકાણે કહી ચુકયોછે, અને તેમ એક ઠેકાણે એકવાર ફરીથી તે આ મુજબના સખુનોમાં પોતાનું રક્ષણ શોધેછે કે—"અએ રાસ્ત! તારા સિવાય બીજા કોઇને હું ઓળખતો નથી, માટે અમોને તું બચાવ! (૩૪–૭).

જરતોસ્ત ખગોળવિદ્યાનું કેટલેક દરજ્જે જ્ઞાન ધરાવતો હોવો જોઇએ. તે આ પૃથ્વીને અનેક ઠેકાણે ગોળી અને ફરતી જણાવેછે (૩૪–૧૪; ૪૪–૬); દાદર હોરમજ્દે સર્વ આકાશી ગોળાઓના માર્ગ (orbit) મુકરર કીધેલા તે સમજી શકયોછે; ખોરશેદની રોશની અને ગર્મીની ખુબી તેને માલુમ હોય એમ જણાય છે (૪૪–૫); ચંદ્રની વધઘટ બાબે પણ તે ખબરદારી ધરાવતો લાગે છે (૪૪–૩); અને આકાશમાં દેખાતા તારાઓ અને ગ્રહો, સૂર્ય અને ચંદ્ર, એ સર્વ ફરતા ગોળાઓ છે, એવી તેની માહિતગારી સાબેત થાયછે (૪૪–૫).

આ સઘળું ગાથાવાણી ઉપરથી જાહેર થાયછે. જરતોસ્તના બનાવેલા પાંચ ગાથાનાં પવિત્ર ભણતરો આજ સુધી જળવાઇ રહેલાં છે, તેમાં ઉપર દર્શાવ્યા મુજબનાં જવાહિરો પ્રકાશ

આપેછે. તે જવાહિરોનો મોટો સંગ્રહ આ નાની કેતાબમાં ભેગો કીધો છે. યજસ્ને (૫૭-૨૦) મુજબ ગાથા ઉપરાંત "પાપો" અને "પઇરિગાઓ" નામનાં ભણતરો હયાત હતાં. ખુદ હયાત ગાથા ઉપરથી, ખુદ પેગામ્બરના પોતાના શબ્દો ઉપરથી, આ અટકળને ટેકો મળેછે. તે પોતાના મૂળ આધાર અને એકના એક સાહેબને આ શબ્દોમાં વિનવે છે કે—"મારાં દિલના ઉભરાનાં કવિતારૂપી ગાયનો, જે પુરતી રીતે જણાયલાં છે, તે સાથે આજેજીથી મારા બંને હાથો ઉંચા કરીને, અએ હોરમજ્દ. તને હું મળવા ઇછું છું." (૫૦-૮). અહીં જરતોસ્ત એવું દેખાડે છે કે આજની બાકી રહેલી મોજુદ ગાથાવાણી ઉપરાંત તેનાં દિલના ઉભરા દર્શાવનારાં બીજાંબી ગાયનો હતાં, કે જે તેની હયાતીમાં સારી પેઠે જાણીતાં હતાં. બંદગીનાં તે ગાયનો આજે

હસ્તીમાં નથી. અગરજો તે સર્વ આજ હયાત હોત તો તે ઉભરાઓમાં બીજા કેવા કેવા નેકીના કીમતી નીતિ પાઠો આપણને શિખવાના મળત!

પણ તે નવા ખજાનાની ગેરહાજરીમાં આજે જે કાંઈ છે તે પોતેજ એટલું બધું કીમતી છે કે તેને આપણાં હૈડાંમાં સંઘરી રાખવાથી આપણી જીંદગીનું સાર્થક બરાબર થઇ ચુકેલું ગણાય. પણ મોજુદ ગાથાવાણીમાં એ ખજાનો એવો તો ગુંથા લીધો છે કે તે એકજ વકતે જોતાં નજર આગળ ખુલ્લો પડી શકતો નથી, અને ટુંકી જીંદગી દરમિયાન હજારો કામો અને રોકાણોને લીધે જંજાળમાં વિંટળાયલો જરતોસ્તી એ બેમૂળ ખજાનાની ખુબી જાણવા માટે ઘણો વકત ફાજલ પાડી શકે નહિ એ બનવાજોગ છે. એટલામાટે જો એ જવાહિરોને છુટા પાડી એવી રીતે રજુ કરવામાં આવે કે

જેથી ગમે એવો દુનિયાદાર માણુસ પણ તેમને એક નજરે જોઇ લઈ શકે, તેમની ખુબીઓ જાણી શકે, તેમના ફાયદા પોતાનાં જીગરમાં દાખલ કરી શકે, તો તે જરતોસ્તીઓને ભકિતભાવથી ભણવા, છાતીમાં ગોખવા અને મનમાં યાદ કરવાનાં કામમાં મોટી મદદનાં થઇ પડે તેમાં શક નથી.

સચાઇની સચાઈ યાને સર્વથી એક રાસ્તી ઉપર જેણે પોતાની દીનનો પાયો રચેલો તેવા મહાન પેગામ્બર સ્પિંતમાન જરતોસ્તના સત વચનો બાબે લખાયલા આ અદના નિબંધના સંબંધમાં હવે થોડાએક સખુનો લખવાની જરૂર છે. રેસાલા માટેની શર્તોને અનુસરીને અમલ કરવાની બનતાં સુધી તજવીજ કીધીછે. દર મહિના-ના ત્રીશ રોજનાં નામોવાળા ઇજદ અમશાસ્પંદોનાં નામ, કામ અને નીતિગુણોને મળતા આવે એવા ફકરાઓ ગાથા, ઇજશ્ને, વીસ્પરદ, વંદીદાદ, અને

ખોરદેહ અવસ્તામાંથી ચુંટી કહાડયા છે, અને તેમના તરજુમા એ ફકરાઓની નીચેજ આપ્યા છે. એમ છતાં ઇજદોના સંબંધમાં લાગુ પડતા ફકરાઓ જોઇતી સંખ્યામાં મળ્યા નથી, તેથી તે ખુટ નીતિને લાગતા અને ઉત્તમ બોધથી ભરપુર એવા બીજા કીમતી ફકરાઓથી પુરીછે.

૩૬૦ દહાડાને લગતા ફકરાઓ આ રીતે ટાળવી કહાડયા ઉપરાંત ગાથાના દિવસો માટેના પાંચ ફકરા વિશેષ આપીને આખાં વરસના ૩૬૫ દહાડા પુરા કીધા છે. પણ ચાર વરસે એક દિવસ વધેછે તેનેબી હવે જલદીથી પાર્સી આલમે ગણત્રીમાં લેવો પડશે, એમ સમજીને ૪ થે વરસના ૩૬૬ મા દિવસને લગતો ફકરોબી ગોઠવ્યો છે.

આ સઘળા ફકરાઓ અવસ્તાવાણીના જુદાજુદા ભાગો મધેથી ચુંટી કહાડયા છે, અને તેમને બનતાં સુધી ટુંકા લેવાની નેમ રાખી છે.

તેમ છતાં કેટલાક ફકરા લાંબા થયા છે, કેમકે તેમને તોડી નાખવામાં ખોટું થાય અને જોઇતી મતલબ પાર પડે નહિ. તોપણ કોઈ કોઈ ફકરાઓમાં એકનીએક વાત ફરીફરીથી આવેલી હોવાથી તુકતાં મુકીને તેમને ટુંકા કરવા પડ્યા છે, કે જેમ કીધાથી અર્થનો અનર્થ નહિ થતાં ઓર મતલબ ઝટ સમજ પડી જાયછે. આ ફકરાઓમાં બનતાં સુધી ગાથાના ફકરાઓને સર્વોપરી ગણીને તેમનો બની આવ્યો એટલો વધારે જથો લીધો છે. તોપણ અવસ્તાના બીજા ભાગો મધેના ઉત્તમ ફકરાઓને તેટલામાટે પડતા નાખવામાં આવ્યા નથી.

આ સર્વ કલામોના અર્થનો આધાર એરવદ કાવસજી એદલજી કાંગાએ બનાવેલા ગાથાના, યજશ્નને તથા વીસ્પરદના, વંદીદાદના અને ખોરદેહ અવસ્તાના તરજુમાઓ ઉપરથી લીધો છે. ખરેખર તરજુમો તો લગભગ એજ કાયેલ

શિક્ષાગુરૂના શબ્દોમાંજ ઉતારી લીધો છે, તોપણ ચોક્કસ ઠેકાણે ઇબારતબંદીના સુધારાને અર્થે અથવા શબ્દ રચના બેવડાઈ ગયાથી 'ગુચવાડો થતો દૂર કરવાને અર્થે, આ અદના કલમે કાંઇક છુટ લીધી છે, જેને માટે આ ઠેકાણે દરગુજર ચહાવામાં આવે છે. વળી કોઈ કોઈ ઠેકાણે તરજુમો બોલેબોલનો લેવા જતાં આપણી જબાનમાં તે સ્પષ્ટ નહિ સમજાતાં વાંચનારને અર્થરહિત લાગી જાય છે, માટે આપણા કાબેલ એરવદ સાહેબે પોતેજ આપેલા ખોલાસારૂપી મતલબ (para-phrase) ને અર્થની જગાએ ઉતારી લેવાનું દુરસ્ત લાગ્યું છે. લખનારે લીધેલી આ છુટ છતાં પણ દરેક તરજુમાનો આધાર મારા આ કાબેલ ઉસ્તાદના મજકુર ગ્રંથોનેજ આભારી હોવાથી દરેક પાને તેમની મદદનો સ્વિકાર કરવાની ફરજ અદા કરવામાં આવી છે.

એ રીતે આ ગ્રંથમાં મારો હિસ્સો ઘણો અદના છે. જે કાંઈ થયુંછે તે પવિત્ર અવસ્તા વાણીનાં તમામ ભણતરોનો ગુજરાતી ભાષામાં સહી અને શુદ્ધ તરજુમો કરનાર દાખલ પ્રખ્યાત થયલા મજકુર કાબેલ એરવદ સાહેબના કીમતી ગ્રંથોને આધારે તૈયાર થયુંછે. હું કાંઇ અવસ્તા ભાષાનો અભ્યાસી નથી, તો જોકે મારા એજ કાબેલ મિત્રની ઉસ્તાદગીરી હેઠલ મુલ્લાં ફીરોઝ મદ્રેસામાં થોડાંક વરસો સુધી અવસ્તા ભાષાનો થોડોક અભ્યાસ કરવાનું હું માન ધરાવું છું. આમ હોવાથી અગરજો આ ગ્રંથમાં કાંઇ ભૂલ-ચુક જણાય તો તે માટે આગમજથી દરગુજર ચાહું છું.

મુંબઇ, તા૦ ૨૯ મી ઑગસ્ટ ૧૯૦૧.

**પાહલનજી બરજોરજી દેસાઇ.**

હર રોજ અને હર પળે

ભણવાની તથા મનન કરવાની

# સર્વથી ઉત્તમ બંદગીઓ.

# સર્વથી ઉત્તમ બંદગીઓ:

## ૧ લી—અહુનવર.

### અવસ્તા.

યથા અહૂ વઇર્યો અથા
 રતુશ અષાત્ ચીત્ હચા;
વંઘ્હેઉશ દજદા મનંઘ્હો
 શ્યઓથનનાંમ્ અંઘ્હેઉશ મઝદાઇ;
ખ્ષથ્રેમ્ચા અહુરાઇ આ યિમ્
 દ્રેગુબ્યો દદત્ વાસ્તારેમ્.

### અર્થ.

જેવી હોરમજદની ઇછા છે તેવીજ ઇછા ભલું કામ કરનારે કોઇબી અશોઇનાં કામના સંબધમાં રાખવી;

ભલાં મનની બખ્શેશ આં દુનિયામાં હોરમજદને લગતાં કામો કરનારાઓને મળેછે;

જે ધણી ગરીબ લાચારોની પારઆની કરનાર થાયછે, તે હોરમજદને તમામ ખલ્કતનો પાદશાહ ગણીને તેમ કરેછે.

[ખોર૦ અ૧૦ બા માઅની, સફે ૨.

## ૨ જી—અષેમ.

### અવસ્તા.

અષેમ્ વોહૂ વહિસ્તેમ્ અસ્તી;
ઉસ્તા અસ્તી; ઉસ્તા અહ્માઇ
હ્યત્ અષાઇ વહિસ્તાઇ અષેમ.

### અર્થ.

રાસ્તી સૌથી સરસ નિયામત છે; રાસ્તી સુખ છે; રાસ્તીનું સુખ તે શખ્સને મળેછે, કે જે સૌથી સરસ રાસ્તીનાં કામો કરવામાં અશો (આગેવાન) છે.

[બારુ૦ અ૧૦ બા માઅેની, સર્ફ ૧.

## ૩ જી—ખ્શનઓથ.

અવસ્તા.

ખ્શ્નઓથ્ર અહુરહે મઝ્દાઓ !...હ્રહ્યાવ-સ્તાંમ્ ઋત્ વસ્ના ફ્રેરપોતેમેમ્; સ્તઓમિ અષેમ્.

અર્થ.

દાદાર હોરમઝ્દની ખુશનુદી થાઓ !..... રાસ્તીનાં કામ કરનારાઓની જે ખાહેશ છે તે બીજી સર્વ ખાહેશો કરતાં ઘણીજ ચહડતી છે. રાસ્તીને હું વખાણું છું.

[ ખોર૦ અ૧૦ બા માહ્બોખ્તાર આહ્મેની, સ૦ ૮

# જરતોશ્તી જવાહિરો.

## ફરવરદીન મહિનો—હોરમજદ રોજ.

અવસ્તા.

અત્ થ્વા મેન્ગહી પોઉર્વીમ્ મજ્દા યેજીમ્ સ્તોઇ મનંઘા,
વંઘેઉશ્ પતરેમ્ મનંઘો હ્યત થ્વા હેમ્ ચષ્મઇની હેન્ગ્રબેમ્
હઇથીમ્ અષહ્યા દાંમીમ્ અંઘેઉશ્ અહુરેમ્ શ્યઓથનએષૂ. [ઇજશને, હા ૩૧, ફકરો ૮

અર્થ.

અએ હોરમજદ! જ્યારથી તને મારી આંખમાં મેં રાખ્યો છે ત્યારથી હમેશાં સર્વથી પહેલો, પાક મનસ્નીથી પરસ્તેશ કરવાને લાયકનો, ભલાં મનનો પિતા, રાસ્તીનું ખરૂં મૂળ, તથા આ દુનિયાનાં (તમામ) કામો ઉપર સાહેબી ભોગવનાર તરીકે તને મેં ગણ્યો છે.

[માથા બા માઅની, સફે ૩૯.

## ફેરવરદીન મહિનો—બહમન રોજ.

### અવસ્તા.

વંઘેઉશ્ મન્ચેઉશ્ બ્યઓથનાઇશ્ મજ્દાઓ અહુરો.

[ ઈ૦, હા ૪૫, ફ૦ ૫.

વંઘ્હેઉથ. દજ્દા મનંઘ્હો બ્યઓથનનાંમ્ અંઘ્હેઉથ. મજ્દાઈ.

[ખોરદેહ અવસ્તા.

### અર્થ.

નેક મનસ્નીતાં (યાને નીતિવાન) કામોને લીધે દાદાર હોરમજદ હાંસેલ થશે.

[ ગાથા બા માઅની, સ૦ ૧૩૬.

ભલાં મનની બખ્શેશ આ દુનિયામાં હોરમજદને પસંદ પડતાં કામો કરનારાઓને મળેછે.

[ખોરદેહ અવસ્તા બા માઅની, સફે ૩

## ફ્રરવરદીન મહિનો—અર્દીબેહેશ્ત રોજ.

### અવસ્તા.

વહિસ્તા ઇસ્તિશ સ્રાવી જરથુસ્ત્રહે
સ્પિતામહ્યા યેઝી હોઇ દાત આયસ્રા,
અષાત હચા અહુરો મઝદાઓ
યવોઇ વીસ્પાઇ આ હ્વંઘેવીમ,
યએચા હોઇ દબેન સસ્કેન્ચા દએનયાઓ
વંઘુયાઓ ઉખ્ધા શ્યઓથનાચા.

[ઇજ૦, હા ૫૩, ફ૦ ૧.

### અર્થ.

સપેતમાન જરતોસ્તને દાદાર હોરમજ્દે જ્યારે તેની રાસ્તીને લીધે નીચલી બે બખ્શેશો આપી ત્યારે તેની સર્વે મુરાદ પાર પડી:—(૧) હમેશ સુધીની સુખી જીંદગી, અને (૨) જેઓ તેને પહેલાં દુખ દેતા હતા તેઓ તેની ભલી દીનના વચનો અને કામો જાણવાની ખાહેશ બતાવવા લાગ્યા.

[ ગાથા બા માએની, સ૦ ૨૨૬.

# ફરવરદીન મહિનો—શેહેરેવર રોજ.

## અવસ્તા.

યે વાએ અષા ઉફ્યાની મનસ્ચા વોહૂ અપઓઉર્વીમ્ મજદાંમ્ચા અહુરેમ્ યએઇબ્યો ખ્ષથ્રેમ્ચા અઘ્ઝ-
ઓન્-વમ્નેમ્
વરેદઇતી આર્મઇતિશ્ આ-મોઇ રફ્નાઇ જવેંગ્
જસતા.

[ ઈજ૦, હા ૨૮, ફ૦ ૩.

## અર્થ.

જેની પૂર્વે બીજો કોઇ નહિ એવા અએ તું અહુરમજદ! તારી કીર્તિનાં ગાયન હું ગાઉં છું, કે જેનાથી રાસ્તી અને ભલું મન તથા આબાદી આપનારી સંપૂર્ણ મનશ્ની અને બેહસ્તનું સુખ મળે છે. અએ સાહેબ! મારી ખુશહાલીને માટે મારી આરાધનાઓ તરફ તું આવ!

[ માઝા બા માઝની, સ૦ ૫—૬.

# ફરવરદીન મહિનો—અસ્પંદાદ રોજ.

## અવસ્તા.

ફ્રો સ્પેન્તા આર્મઇતે અષા દએનાઓ ફ્રદખ્‍ષયા.

[ઇજ૦, હા ૩૩, ફ૦ ૧૩.

યત્ નેમો વોહૂ અધવીમ્ અત્બએષેમ્ નઇરે હાંમ-વરેતિશ, હુજો વારેથ્મ દારેસ્ત.

[સરોશ યશ્ત હાદોખ્ત, ફ૦

## અર્થ.

અએ સંપૂર્ણ મનસ્ની! રાસ્તીની મારફતે તું મને દીનનાં ફરમાનો શીખવ.

[માથા બા માઅની, સ૦ ૮૦.

જે બંદગી ભલી, ખરાં દિલથી કીધેલી, તથા બદ નિશાથી દૂર છે, તે બંદગી માણસને માટે એક બંચાવ છે, અને દરૂજને મારી હટાવવા માટે એક ઢાલ છે.

[ખોરદેહ અવસ્તા બા માઅની, સ૦ ૨૨૪.

# ફ્રરવરદીન મહિનો—ખોરદાદ રોજ.

## અવસ્તા.

ઉસ્તા અહ્માઇ યહ્માઇ ઉસ્તા કહ્માઇચીત વસે-ખ્ષયાંસ મઝ્દાઓ દાયાત અહુરો ઉતયૂઇતી તેવીષી.

[ઇજ૦ હા ૪૩, ફ૦ ૧.

## અર્થ.

સુખાકારી તે શખ્સને હોજો કે જેનાથી બીજાઓને સુખ પહોંચે છે! પોતાની મરજી પ્રમાણે રાજ્ય કરનાર હોરમજદ તેને તનદુરસ્તી અને કુવત બખ્શજો!

[ગાથા બા માએની, સ૦ ૯૯.

# ફ્રવરદીન મહિનો—અમરદાદ રોજ.

## અવસ્તા.

મજદાઓ દદાત્ અહુરો હઉર્વતો અમેરેતાતસ્યા,
બૂરોઇશ આ અષષ્યાચ્યા ખાપઇથ્યાત્ ક્ષથ્રહ્યા
સરો,
વંઘેઉશ વજ્દ્રે મનંઘો યે હોઇ મઇન્યૂ ષ્યઓથ-
નાઇશ્યા ઉર્વથો. [ઇજ૰, હા ૩૧, ક૰ ૨૧.

## અર્થ.

જે શખ્સ પોતાના ભલા વિચારથી તથા ભલાં કામોથી હોરમજ્દનો દોસ્ત બનેછે તેને તે સાહેબ પોતાની ખુશીથી તનદુરૂસ્તી અને અમરપણું બખ્શશે, તેમજ આબાદીની, અશોઇની, અને હકુમતની સરદારી તથા ભલાં મનનું સુખ આપશે.

[ગાથા બા માએની, સ૰ ૫૦.

# ફ્રરવરદીન મહિનો—દેપાદર રોજ.

## અવસ્તા.

પઇરિ ગએથે ખ્શ્માવતો વહ્મે મઝ્દા ગરોબ્નીશ્ સ્તુતાંમ્. [ઈજ૦, હા ૩૪, ફ૦ ૨.

વસસ્ચ તૂ અહુરમઝ્દ! ઉસ્તાચ ખ્શ્એશા હુવનાંમ્ દામનાંમ્.......ખ્શયમ્નેમ્ આવનેમ્ દાયત; અખ્શયમ્નેમ્ દ્રૂવન્તેમ્. [ખોરદેહ અવસ્તા.

## અર્થ.

અએ હોરમઝ્દ! તારે લાયકની બંદગીની મારફતે તથા તારી કીર્ત્તિ ગાનારાંઓનાં ઈશ્વરી ગાયનોની મારફતે. હું (એવું ઇચ્છું છું કે) તારી નજદીક પહોંચું! [ગાથા બા માઅની, સ૦ ૮૩

અએ હોરમઝ્દ! તું તારી પેદાયશો ઉપર તારી મરજી પ્રમાણે તથા સુખથી રાજ્ય ચલાવ.... તું અશો માણસને રાજ્ય કરનારો ઠેરવ; પાપી માણસને નાહે રાજ્ય કરનારો કર.

[ખોરદેહ અવસ્તા બા માઅની, સ૦ ૪૨.

# ફરવરદીન મહિનો—આદર રોજ.

## અવસ્તા.

આતર્શ્ વોઇ મઝ્દાઓ અહુરહ્યા અહી મઇન્યેઉશ્ વોઇ અહ્યા સ્પેનિસ્તો અહી.

[ઈજ્૦, હા ૩૬, ફ૦ ૩.

હુઝ્વરેનાઇશ્ વએપો રાસ્તી તોઇ નરેપીશ રઝીશ્, અએપસા દેઝીત-અરેતા પેશો-તનવો. કુ અષવા અહુરો, યે ઇશ જ્યાતે ઉશ હેમિથ્યાત્ વસે-ઈતોઇશ્ચા.

[ઈજ્૦, હા ૫૩, ફ૦ ૯.

## અર્થ.

અએ આતશ! હોરમઝ્દની તું એક નિશાન છે. તું તે મીનો સાહેબની સૌથી સરસ વૃધ્ધિ કરનાર નિશાન છે.

[ઈજ્શને તથા વીસ્પરદનો તરજુમો, સ૦ ૧૧૩—૪.

અએ હોરમઝ્દ! ખોટા એતકાદવાળાઓને લીધે દીન ઉપર ફિદા થયલા તારા ધર્મગુરૂઓને સંકટ વેઠવું પડેછે. રાસ્તીની હાની કરનારાઓ જાણી જોઇને ગુનેહગાર થાય છે. એવો રાસ્ત સરદાર કયાં છે કેજે તેવા બદ શખ્સોનાં છુટાપણાંનો તેમજ જીંદગાનો નાશ કરી શકે? [ગાથા બા માએની, સ૦ ૨૩૬—૩૭.

## ફ્રરવરદીન મહિનો—આવાં રોજ.

### અવસ્તા.

યાંમ્ અરેદ્વીમ્ સૂરાંમ્ અનાહિતાંમ્, પેરેથૂ-ફ્રાકાંમ્, બએષજયાંમ્, વીદએવાંમ્, અહુરો-ત્કએષાંમ્,.....ગએથો-ફ્રાધનાંમ્ અષઓનીમ્, વએતો-ફ્રાધનાંમ્ અષઓનીમ્, દંહ્‌હુ-ફ્રાધનાંમ્ અષઓનીમ્. [અર્દ્વીસૂર નિયાએશ, ફ૦ ૨.

### અર્થ.

અર્દ્વીસૂર નામની નદી, જે નિર્મળ, બહોળી વહેતી, તનદુરસ્તી આપનારી, ગલીચી તથા રોગને દૂર કરનારી, દુનિયાને સ્વચ્છ રાખવાની હોરમજદની નેમને બર લાવનારી,...દુનિયાને આબાદ કરનારી અશો, માલ મિલ્કતને વધાર-નારી અશો, તથા દેશોને આબાદ કરનારી અશો છે તેને હું વખાણું છું.

[ખોરદેહ અવસ્તા બા માએની, સ૦ ૬૩.

# ફરવરદીન મહિનો—ખોરશેદ રોજ.

## અવસ્તા.

અએસ્તાંમ્ અત્ તોઇ કેહર્પેમ કેહર્પામ્ આત્રએ-દયમહી મજદા અહુરા ઇમા રઓચાઓ બરેજિસ્તેમ્ બરેજેમનાંમ્ અવત્ યાત્ હ્વરે અવાચી.

[ઇજ૦, હા ૩૬, ફ. ૬.

## અર્થ.

અએ હોરમજદ ! બુલંદ રોશનીઓમાંની આ સર્વથી બુલંદ રોશની, જેને ખોરશેદ કહેછે, તેને શરીરોમાંનાં તારાં સૌથી સોહામણું શરીર દાખલ અમો જાહેર કરિયે છિયે.

[ઇજ. તથા વીસ્પ. નો તરજુમો, સ. ૧૧૪.

# ફેરવરદીન મહિનો—મોહોર રોજ.

અવસ્તા.

નેમો માઓંઘ્હાઈ ગઓ ચિથ્રાઇ !
કે યા માઓ ઉખ્ષ્યેઇતિ નેરેફ્સઇતિ થ્વત ?

[ માહ બોખ્તાર નિયાએશ, ફકરો ૧ તથા ૪.

અર્થ.

ગાય ગોસ્પંદોનું તોખમ રાખનાર માહતાબને નમાજ હોજો !

અય દાદાર ! તારા સિવાય બીજો કોણ છે કે જેનાથી માહતાબ વધે છે તથા ઘટે છે?

[ ખોરદેહ અવસ્તા બા માએની, સફે ૫૬ તથા ૫૭.

## ફરવરદીન મહિનો—તીર રોજ.

અવસ્તા.

યજાઇ પોઇથ્રહેબખ્તારેમ્ તિશ્ત્રીમ સ્તારેમ્.

[તીર યશ્ત, ફકરો ૧ લો.

હનએમાચા જએમાચા મઝ્દા અહુરા, શ્યહ્મી રપ્નહી દરેગાય્ અએપાચા થ્વા એમ-વન્તસ્ચા બુયમા, રપોઇસ્ચા તૂ ને દરેગેમ્ચ, ઉસ્તાચા, હાતાંમ હુદાસ્તેમા.

અર્થ.

ખેતરોમાં વરસાદની બખ્શેશ કરનાર તેસ્તર સેતારાને હું યાદ કરૂં છું.

[ખોરદ અવ. બા માંઅની, સ. ૨૧૬.

અએ હોરમજદ, તારી યાદમાં ખુશહાલી મેળવવામાં લાંબી જીંદગીને અમો લાયક થઇયે તથા (અમારી એ નેક મોરાદમાં) અમો ફતેહ પામિયે! તારી ઉપર પ્રીતિ રાખનારા તથા હિમત બાંધનારા અમો થઇયે! હયાતી ભોગવનારાઓમાં અય સૌથી ડહાપણવાળા સાહેબ! લાંબી મુદત સુધી તુંએ અમોને આબાદીથી ખુશહાલ કરવા જોઇયે.

(ખોરદ અવ. બા માઅની, સ. ૧૮૫.

# ફ્રવરદીન મહિનો—ગોશ રોજ.

## અવસ્તા.

દ્રવાસ્પાંમ્ સુરાંમ મજ્દધાતાંમ્ અષઓનીમ્ યજમઇદે; દ્રવોપસ્વાંમ્, દ્રવો-સ્તઓરાંમ્, દ્રવો ઉર્વથાંમ્, દ્રવો-અંપેરેનાયુકાંમ્, પોઉરૂ-સ્પખ્તીમ્ દૂરાત્, પથન ખાથ્રવન દરેઘો-હખેદ્રયન.

[ગોશ યશ્ત, ફકરો ૧ લો.

## અર્થ.

પશુઓને તનદુરૂસ્તી આપનાર, ભાર બરદારી જાનવરોને તનદુરૂસ્તી આપનાર, દોસ્તોને તનદુરૂસ્તી આપનાર, બચ્ચાંને તનદુરૂસ્તી આપનાર, દૂર વેરથી પુરતી રીતે નેગેહેબાની રાખનાર, બહોળી રીતે સુખાકારી આપનાર, તથા લાંબા વક્ત સુધી દોસ્તી ધરાવનાર, હોરમજદના પેદા કીધેલા શૂરા તથા અશો દ્રવાસ્પ (યાને ગોશ ઈજદ) ને અમો યાદ કરિયે છિયે.

[ ખોરદેહ અવસ્તા બા માઅની, સફે ૨૪૮.

# ફરવરદીન મહિનો—હપ્તમેહેર રોજ.

## અવસ્તા.

કથા થ્વા મજ્દા ખ્શ્નઓષાઇ અહુરા?

[ઈજા૦ હા ૪૬, ફ૦ ૧

હુખ્ત્રચ્યો તેમાઈ બાત ખ્ત્રેમ, અશ્વત હ્યત અઇબી-દદેમહિચા, ચીથ્રમહિચા, ઉરુનમહિચા હ્યત મજ્દાઇ અહુરાઈ, આપાઇચા વહિસ્તાઇ.

[મોટી હપ્તન યશ્ત, કર્દો ૧, ફકરો ૫.

## અર્થ.

અએ હોરમજ્દ! કેવી રીતે હું તને ખુશહાલ કરૂં?

[ગાથા બા માએની, સ૦ ૧૪૩

પાદશાહી સર્વોત્તમ પાદશાહ હોરમજ્દને ખચીત હોજો! હોરમજ્દ જે પોતે સૌથી ઉત્તમ અશોઇજ છે તેની તરફ અમો મન લગાડયે છિયે, તેને પાદશાહ દાખલ કબુલ રાખિયે છિયે, તથા તેને અમો પોતાનો પેદા કરનાર કરીને ગણિયે છિયે.

[ખોરદેહ અવસ્તા બા માએની, સફે ૧૭૫

# ફરવરદીન મહિનો—મેહેર રોજ.

## અવસ્તા.

મિથ્રેમ્ વોઉરૂ-ગઓયઓઇતીમ્ યજમઈદે... અહુરેમ્ ગુફ્રેમ અમવન્તેમ્ દાતો-સઓકેમ વ્યાખનેમ્ વહ્યો સેંદેંઘૂહેમ્ બેરેજન્તેમ અપ-હ્રુન્રેમ્ તનુ-માંથ્રેમ્ બાજુશ-અઓજંઘૂહેમ્ રથ-એસ્તાંમ્.

[ મેહર યશ્ત, ફકરો ૨૫.

## અર્થ.

સૃષ્ટિની હકુમત ધરાવનાર, મેહર ઇઝદ કે જે સાહેબી ભોગવનાર, વખાણાયલો, હિમતવાન, ઇનસાફનો ફાયદો આપનાર, અન્જુમનમાં બેસનાર, આરાધનાથી રાજી થનાર, બુલંદ દરજ્જાનો, રાસ્તીનો નેક માર્ગ બતલાવનાર, માંથ્રના તન-વાળો, જોરેમંદ બાજુવાળો અને લડવૈયો છે તેને અમો વખાણિયે છિયે.

[ યશ્ત બા માએની, સફે ૭૦

## ફ્રવરદીન મહિનો—સરોશ રોજ.

### અવસ્તા.

યસ્તે વીસ્પે-મઝિસ્તેમ્ સેરઓશેમ્ જબયા અવંઘાને. [ઇજ૦, હા ૩૩, ફ૦ ૫.

ઇમા આત્ ઉખ્ધા વચાઓ, અહુરા મઝ્દા, અષેમ્ મનયા વહેહ્યા ફ્રવઓચામા; થ્વાંમ્ અત્ અએષાંમ્ પઇત્યાસ્તારેમ્ચા ફ્રદખ્ષ્તારેમ્ચા દદેમઇદે. [મોટી હફ્તન યશ્ત, ફ૦ ૯

### અર્થ.

અએ હોરમજ્દ! બધાંમાં સૌથી શ્રેષ્ટ તારા સરોશને મારી મદદને માટે હું અર્જ કરીને બોલાવું છું. [ ગાથા બા માએની, સ. ૭૨

અએ હોરમજ્દ ! અશોઇને ધ્યાનમાં રાખીને આ ( માથ્રવાણીના ) વખણાયલા કલામોને વધારે સારી રીતે અમો જાહેર કરિયે છિયે. તે કલામોના સાંભળનાર તથા શિખવનાર તરીકે તને અમો મુકરર કરિયે છિયે.

[બાર૦ અવ૦ બા માએની, સ૦ ૧૭૬.

# ફ્રરવરદીન મહિનો—૧૯ને રોજ.

## અવસ્તા.

આતર્શ્ મિથ્રેસ્ય રષ્નુશ યજમઇદે.

[વીસ્પરદ, હા ૧૬, ફ૦ ૬.

આઅત પએઇરીમ્ ફ્રઓમિ નરેમ્ અષવનેમ; યેજિ પએઇરીમ્ ફ્રઓમિ નરેમ્ અષવનેમ્ ઇમત્ રષ્નવો રઝિસ્ત, ઇમત્ અમેષએઇબ્યો સ્પેન્તએઇબ્યો, યો અસ્તિ મઇન્યવનાંમ્ યજતનાંમ્, નઇર્યો-નામનાઓ તાઓ બૂજત નરેમ્ અષવનેમ્. [ખોરદાદ યશ્ત, ફ. ૩.

## અર્થ.

આતશના જેવા નૂરમંદ રશ્નને ઇઝદને અમો વખાણિયે છિયે. [ઇઝશને બા માએની, સ૦ ૨૧૦.

સૌથી પહેલાં રાસ્ત માણસને હું પસંદ કરૂંછું; રાસ્ત માણસને એટલામાટે હું પસંદ કરૂંછું કે તેને સૌથી સાચ્ચો રશ્ને ઇઝદ, તથા અમશાસ્પંદો અને મીનો ઇઝદો બંચાવે છે.

[ખોર૦ અવ૦ બા માએની, સફે ૨૦૪.

## ફ્રરવરદીન મહિનો—ફ્રરવરદીન રોજ.

### અવસ્તા.

જરથુસ્ત્રહે સ્પિતામહે ઇધ અષઓનો અષીમ્ચ ફ્રવષીમ્ચ યજમઇદે; વીસ્પએચ ઇધ અષઓનો અષીમ્ચ ફ્રવષીમ્ચ યજમઇદે; વીસ્પાઓ ફ્રવષયો અષઓનાંમ્ યજમઇદે.

[વીસ્પરદ, હા ૧૬, ફ૦ ૨

### અર્થ.

સપેતમાન અશો જરતોસ્તની અશોઇને તથા તેનાં ફ્રરોહરને આ જગાએ અમો યાદ કરિયે છિયે. દરેક અશો માણસની અશોઇને તથા તેનાં ફ્રરોહરને આ જગાએ અમો યાદ કરિયે છિયે. અશો લોકોનાં તમામ ફ્રરોહરોને અમો યાદ કરિયે છિયે.

[ઇજ૦ તથા વીસ્પ૦ નો તરજુમો, સ૦ ૨૧૧

## ફરવરદીન અહિનો—બેહરામ રોજ.

### અવસ્તા.

કો અસ્તિ મઇન્યવનાંમ યજતનાંમ્ જયોતેમો ?......વેરેથ્રઘ્નો અહુરધાતો.

[બેહરામ યશત, કરદો ૧.

અષહ્યા આઅત્ સરદરી, અષહ્યા વેરેજેને, ફ્શાઇચીત્ હાતાંમ્ જીજિષાંમ્ વહિસ્તાંમ્ આદા ઉબોઇબ્યા અહુબ્યા.

[ હપ્તન યશ્ત, ક૦ ૧, ફ૦ ૮.

### અર્થ.

મીનો ઇજદોમાં સૌથી ઘણો ફતેહમંદ કોણ છે ?......હોરમજદનો પેદા કીધેલો બેહરામ ઇજદ.

[ખોરદેહ અવસ્તા બા માએની, સ૦ ૨૯૬.

રાસ્તીની સરદારીમાં તથા રાસ્તીના અમલમાં રહીને હયાતી ભોગવનારાઓમાંનો કોઇ શખ્સ અગરજો બેઉ દુન્યામાં સૌથી ઉત્તમ જીંદગી ગુજારવા ચાહતો હોય તો તેણે સખી થવું.

[ ખોર૦ અ૦ બા માએની, સ૦ ૧૭૫.

# ફ્રવરદીન મહિનો—રામ રોજ.

## અવસ્તા.

તત્ મોઇ દાઇદી અહુરા હ્યત્ મઝદા રપેન્ તવા.

[ ઇજ૦, હા ૫૧, ફ૦ ૮.

પઇતિ-અસ્તી ગેઉશ વચહ્યેહેચ, હથ્રવતહેચ પઇતિં હમેરેથનાંમ્, વહિસ્તેમ્ યઝતેમ્ યઝમઇદે.

[ રામ યશ્ત, ફકરો ૧.

## અર્થ.

અએ હોરમજદ! જે કાંઈ તને ખુશહાલી આપનાર હોય તે તું મને આપ.

[ ગાથા બા માએની, સ૦ ૨૧૯.

તે સર્વોત્તમ વાએ અથવા રામ ઇઝદને અમો માન સાથ યાદ કરિયે છિયે, એવી મકસદથી કે તે અમારી તરફની જીવામ તથા બંદગીની ભેટ કબૂલ રાખીને, તેના બદલામાં દુશ્મનોને એકદમ દાબી નાખવાનું કુવત તે અમોને બખ્શે. [ યશ્ત બા માએની, સફે ૨૬૮.

# ફરવરદીન મહિનો—ગોવાદ રોજ.

## અવસ્તા.

વાતેમ્ સ્પેન્તેમ્ હુધાઓંથ્રેમ યઝમઇદે.

[ખોરશેદ નિયાએશ.

વોહૂ થ્વા મનંઘ્રૂહા, વોહૂ થ્વા અષા, વંઘ્‌હુયાઓ થ્વા ચિસ્તોઇશ ષ્યઓથનાઇસ્ચા, વચેબીસ્ચા પઇરિ-જસામઇદે.

[મોટી હપ્તન યશ્ત, ક૦ ૨, ફ૦ ૪.

## અર્થ.

વૃદ્ધિ કરનાર સારી પેદાયશના પવનને અમો વખાણિયે છિયે.

[ખોરદેહ અવસ્તા બા માએની, સ૦ ૩૨.

અય હોરમજદ! ભલાં મનની મારફતે, ભલી અશોઇની મારફતે, ભલાં ડહાપણનાં કામો તથા.સખુનોની મારફતે અમો તેને પહોંચિયે છિયે.

[ખોર૦ અવ૦ બા માએની, સ. ૧૭૭.

# ફ્રેરવરદીન મહિનો—દેપદીન રોજ.

## અવસ્તા.

મઇવ્યો થ્વાં સાંસ્‍આઇ વેરેને અહુરા !

[ઈજ૦, હા ૪૬, ક૦ ૩.

કસેઉશ્ચીત્ ના અષાઉને કાથે અંઘત્
ઇસ્વાચીત્ હાંસ્ પરએ:શ્ અકો દ્રેગ્વાઈતે.

[ઈજ૦, હા ૪૭, ક૦ ૪.

## અર્થ.

અએ હોરમજ્દ ! મને બોધ દેનાર તરીકે હું તને પસંદ કરૂં છું.

[ગાથા બા માની, સ૦ ૧૪૫

અએ હોરમજ્દ! અશો માણુસને રાજી રાખવા સારૂ કોઇબી શખ્સ થોડીજ ચીજની હાજતમાં હોય છે, પણ દુષ્ટ માણુસને રાજી રાખવા સારૂ એક બુરો માણુસ શક્તિવાન હોવા છતાં તેને ઘણી ચીજની જરૂર પડેછે.

[ગાથા બા માની, સદ્ ૧૬૭.

# ફ્રરવરદીન મહિનો—દીન રોજ.

## અવસ્તા.

આસ્તુયે દએનાંમ્ માઝ્દયસ્નીમ્ ફ્રસ્પાયો એઘ્રાંમ્ નિધાસ્નઇથિષેમ્ ખએત્વદથાંમ્ અષઓનીમ્ યા હાઇતિનાંમ્ચા બૂષ્યેઇંતિનાંમ્ચા મઝિસ્તાચા વહિસ્તાચા સ્રએસ્તાચા યા આહૂઇરિશ જરથુસ્ત્રિશ.

[ઈજ. હા ૧૨, ક. ૯

## અર્થ.

ભલી માઝદયસ્ની દીન, કે જે તકરારને દૂર કરનારી. હથિયારનો ઉપયોગ નહિ કરાવનારી, દોસ્તી અને સલાહ સાથે રહેવાને શિખવનારી, અને રાસ્ત છે તેની હું વખાણ કરૂં છું. હાલમાં જેટલી દીનો મોજુદ છે, અને હવે પછી જેટલી થશે, તેઓમાં સૌથી મોટી, સૌથી સરસ, અને સૌથી શ્રેષ્ટ જે છે તે હોરમજદી જરતોસ્તી દીન છે.

[ઈજ૦ તથા વીસ્પ૦ નો તરજુમો, સફે ૭૮.

# ફરવરદીન મહિનો—અશીશવંઘ રોજ.

## અવસ્તા.

અષીમ્ વંઘુહીમ્ યજમઇદે, ખ્શોઇથ્નીમ્ બેરેજઇતીમ્ હુરઓધાંમ્, હુયજતાંમ્ ખ્નત-ચખ્રાંમ્ અમવઇતીમ્ દાતો-સ્રઓકાંમ્ બએષ-જયાંમ્ પેરેથ્વીરાંમ્ સૂરાંમ્. [અશીશવંઘ યશ્ત, કરો ૧

ન્માનહે ન્માનો-પથ્નીમ્ આષવનેમ્ આષહે રતૂમ્ યજમઈદે. [અવેસરૂથરેમ ગેહ.

## અર્થ.

ઝળકાટવાળી, બુલંદ દરજ્જાની, ખુબસુરત, ઘણી આરાધનાને લાયક, ખણખણ કરતાં પૈડાંની ગાડીમાં સવાર થનારી, હિંમત આપનારી, સુખાકારી બખ્શનારી, તનદુરસ્તી બખ્શનારી, પેહલવાનના જેવું પુરતું કુવત આપનારી તથા બહાદૂર અશીશવંઘને અમો યાદ કરિયે છિયે.

[યશ્ત બા માઅની, સફે ૩૦૭

ઘરની અશો ઘરઘણિયાણી જે અશોઈની સરદાર છે તેને અમો વખાણિયે છિયે.

[ખોરદેહ અવસ્તા બા માઅની, સફે ૧૦૨.

## ફરવરદીન મહિનો—આસ્તાદ રોજ.

અવસ્તા—વીસ્પચ વૂર્સ્તં સ્યઓથ્ન યજમઇદે વર્સ્તંચ વરેષ્યમ્નચ.

[ ઇજ૦, હા ૭૦, ફ૦ ૭.

વંધુહીસ્ચ અધાઓ વંધુહીસ્ચ આપયો, હુપઉર્વાઓ વહેહીશ અપરાઓ રાસેન્તીશ દરેઘો-વારેથ્મનો, યથનો મજિસ્તાઓસ્ચ વહિસ્તાઓ-સ્ચ સ્રએસ્તાઓસ્ચ આપયો એરેન્વન્તે.

[ ઇજ૦ હા ૫૨, ફ૦ ૩.

અર્થ—તમામ સારાં કીધેલાં કામો જે આગળ કરવામાં આવેલાં છે અને હવે પછી કરવામાં આવશે તેમને અમો વખાણિયે છિયે.

[ ઇજ. તથા વીસ્પ. નો તરજુમો, સ૦ ૧૭૧.

સારાં સખાવતનાં કામો, સારાં રાસ્તીનાં કામો, કેજે ઘણાંજ ચઢતે દરજ્જેનાં તથા વધારે ભલાં છે, તથા જે પાછલથી મદદે પહોંચનારાં અને લાંબો વકત સુધી બંચાવ કરનારાં છે, તેઓને અમો વખાણિયે છિયે, એવી મતલબથી કે તેઓથી સૌથી મોટી, સૌથી સરસ અને સૌથી શ્રેષ્ટ અશોઇ અમોને મળે.

[ ઇજ૦ તથા વીસ્પ૦ નો તરજુમો, સ૦ ૧૨૪.

# ફ્રૅરવરદીન મહિનો—આસ્માન રોજ.

## અવસ્તા.

તાઇશ ઇ્-નાઓ બ્યઓથનાઇશ ખ્યેન્તે યએષ્
અસ્ પઇરી પોઉરૂબ્યો" ઇથ્યેજો,
હ્યત્ અસ્ અઓજ્યાઓ નાઇધ્યાઓંઘેમ્ થ્વહ્મા
મજ્દા આંસ્તા ઉર્વાતહ્યા
યોઇ નોઇત્ અષેમ્ મઇન્યન્તા, અઐઇબ્યો
દૂઇરે વોહૂ અસ્ મનો.

[ઈજ઼૦, હા ૩૪, ફ઼૦ ૮.

## અર્થ.

અએ હોરમજ઼્દ! તારી દીનનાં ફ્રરમાનોનો ઇનકાર કરનાર શખ્સ પોતાના કરતાં વધારે નબળા ઉપર ફાવી શકેછે, કારણકે તે ઇનકાર કરનાર પોતાનાં તે કામોથી અમોને બિવાડે છે, કેજે કામોમાં ઘણાઓનો નાશ સમાયલો છે. એવા બિધેલા શખ્સો રાસ્તી ઉપર ધ્યાન આપતા નથી, અને તેઓથી નેક મનસ્ની વેગળી રહેછે.

[ગાથા બા માએની, સ૦ ૮૮–૮૯.

# ફ્રરવરદીન મહિનો—જમ્યાદ રોજ.

## અવસ્તા.

ઇમાંમ્ આઅત્ જાંમ્ .....યજમઇદે, યા નાઓ બરઇતી.

[મોટી હફ્તન યશ્ત, કરદો ૪.

નેમખ્યામહી, ઇષૂઇધામહી, થ્વા મજ્દા અહુરા; વીસ્પાઇશ થ્વા હુમતાઇશ, વીસ્પાઇશ હૂખ્તાઇશ, વીસ્પાઇશ હ્વૅર્શ્તાઇશ પઇરિ-જસામઇદે.

[ મોટી હફ્તન યશ્ત, ક૦ ૨, ફ૦ ૫.

## અર્થ.

આ જમીન, જે આપણને પોષણ આપે-છ, તેને અમો વખાણિયે છિયે.

[ખોરદેહ અવસ્તા બા માઅેની, સ૦ ૧૭૭

અય હોરમજદ! તને અમો નમિયે છિયે; અમો તારા કર્જદાર છિયે. તમામ નેક વિચારો-થી, તમામ નેક સખુનોથી, તથા તમામ નેક નેક કામોથી અમો તારી નજદીક પહોંચિયે છિયે.

[ ખોર૦ અ૦ બા માઅેની, સ૦ ૧૭૮

# ફ્રવરદીન મહિનો—મારેસ્પંદ રોજ.

## અવસ્તા.

મઝિસ્ત માંથ, મઝિસ્ત વેરેઝ્જય, મઝિસ્ત ઉર્વઇથ્ય, મઝિસ્ત હ્વઇથ્યા-વેરેઝ્જય, મઝિસ્ત વીન્દઇથ્ય, દએનયાઓ માઝદયસ્નોઈશ યઝમઇદે.

[રપિથ્વન ગેહ.

## અર્થ.

માઝદયસ્ની દીનના સૌથી ચઢતા માંથ, જે અસર કરવામાં સૌથી શ્રેષ્ટ, કામ બજાવવામાં સૌથી શ્રેષ્ટ, રાસ્ત કામ કરવામાં સૌથી શ્રેષ્ટ, તથા મતલબ હાંસેલ કરવામાં સૌથી શ્રેષ્ટ છે તેમને અમો યાદ કરિયે છિયે.

[ખોરદેહ અવસ્તા બા માએની, સ૦ ૧૧૧.

# ફ્રરવરદીન મહિનો—અનેરાન રોજ.

## અવસ્તા.

વીસ્પેમ્ય અસ્મનેમ્ યજમઇદે, વીસ્પેમ્ય સ્ત્રેઉસ્ય માઓંઘેમ્ય હ્વરેચ યજમઇદે, વીસ્પ અનઘ રઓચાઓ યઝંમઈદે.

[ઈજ૦, હા ૭૧, ફ૦ ૯.

## અર્થ.

તમામ આસ્માનને.....તમામ સેતારાઓને, માહતાબને તથા ખોરશેદને.....તમામ બેહદ રોશનીઓને અમો વખાણિયે છિયે.

[ઈજ૦ તથા વીસ્પ૦ નો તરજુમો, સ૦ ૧૭૪.

# અર્દીબેહસ્ત મહિનો—હોરમજદ રોજ.

## અવસ્તા.

આષાઅત્યા હચા વંધેઉસ્ચા મનંધો, વંધેઉસ્ચા ખ્ષથ્રાત્ સ્તઓતાઇશ થ્વા અહુરા સ્તઓતોઇબ્યો અઇમી ઉખ્ધ્ના થ્વા ઉખ્ધોઇબ્યો યસ્ના થ્વા યસ્નોઇબ્યો.

[ઈજ૦ હા ૩૫, ક૦ ૧૦.

## અર્થ.

અએ હોરમજદ! તારી અશોઇ, ભલી મનસ્ની, તથા સારી પાદશાહીને લીધે તારી સ્તુતિ બીજી બધી સ્તુતિઓમાં વધારે ચઢતી છે, તારી કીર્તિનાં ગાયનો બીજાં બધાં ગાયનો કરતાં વધારે ચઢતાં છે, તથા તારી આરાધના બીજી બધી આરાધના કરતાં વધારે ચઢતી છે.

[ઈજ૦ તથા વીસ્પ૦ નો તરજુમો. સ૦ ૧૧૨.

# અર્દીબેહસ્ત મહિનો—બહમન રોજ.

## અવસ્તા.

મઝ્દા અષા ખ્શ્માકેમ્ વારેમ્ ખ્શ્નઓશેમ્નો
તત્ મોઇ ફ્રતેઉશ્ મનંઘસ્ચા વીચિથેમ્.

[ઇજ૦ હા ૪૬, ફ૦ ૧૮

## અર્થ.

અએ હોરમજદ! રાસ્તીની મારફતે તારી ખાહેશ તૃપ્ત કરવા હું ઇચ્છું છું. મારી અકલ તથા મનશ્નીનો ઠરાવ એજ છે.

[ગાથા બા માઅેની, સ૦ ૧૫૯—૬.

# અર્દીબેહેશ્ત મહિનો—અર્દીબેહેશ્ત રોજ.

## અવસ્તા.

અષેમ્ વોહૂ વહિસ્તેમ્ અસ્તી, ઉસ્તા અસ્તી, ઉસ્તા અહ્માઇ હ્યત્ અષાઈ વહિસ્તાઈ અષેમ્.

[અષેમ વોહુ.

અષેમ્ અત્ વહિસ્તેમ્ યજમઈદે, હ્યત્ સ્રએસ્તેમ્, હ્યત્ સ્પેન્તેમ્ અમેષેમ્, હ્યત્ રએોચંધ્વત્, હ્યત્ વીસ્પા વોહૂ.

[ઇજ૦, હા ૩૭, ફ૦ ૪.

## અર્થ.

રાસ્તી સૌથી સરસ નિયામત છે; તે સુખ છે: સુખ તે શખ્સને માટે છે, કેજે સૌથી સરસ રાસ્તીને વાસ્તે અશો છે.

[ખોરદેહ અવસ્તા બા માએની, સ૦ ૧

અર્દીબેહસ્ત, કેજે સર્વેથી સોહામણો તથા નૂરમંદ અમશાસ્પંદ છે, તથા વળી જે સઘળી નિયામત છે, તેને અમો વખાણિયે છિયે.

[ઇજ૦ તથા વીસ્પ૦ નો તરજુમો, સ૦ ૧૧૫.

# અર્દીબેહુશ્ત મહિનો—શેહેરેવર રોજ.

## અવસ્તા.

અત્ તેંગ્ દ્રેગ્વાઓ યેંગ્ અષહ્યા વજ્દ્રેંગ્ પાત્ ગાઓ ફ્રોરેતોઇશ્ પોઇથ્રહ્યા વા દખ્યેઉશ વા' દુજ્જોઆઓ હાંસ્ ખ્ષાઇશ્ ખ્યઓથનાઇશ્ અહેમુસ્તો યસ્તેમ્ ખ્ષથ્રાત્ મજ્દા મોઇથત્ જ્યાતેઉશ વા, હ્વો તેંગ્ ફ્રો-ગાઓ પથ્મેંગ્ હુચિસ્તોઇશ્ ચરાત્.

[ઈજ૦, હા ૪૬, ફ૦ ૪.

## અર્થ.

ખરાબ કુવતવાળો તથા પોતાનાં બદ કામો-થી જીંદગીને પાયમાલ કરનારો પાપી શખ્સ સચાઇના મદદગારોને તથા શેહેરનાં તેમજ દેશનાં ગાય ઢોરોને ફરવા હરવાથી અડચણ કરે છે; માટે તેવા દુષ્ટ માણસને જે કોઇ તેની સત્તા ઉપરથી યા જીંદગીથીજ ગંગડાવી નાખે છે, તે શખ્સ ગાય ઢોરોને તથા સારાં ડહાપણના માર્ગોને મોકળાં કરેછે.

[ગાથા બા માએની, સ૦ ૧૪૫—૪૬.

# અર્દીબેહસ્ત મહિનો—અસ્પંદાદ રોજ.

## અવસ્તા.

...હુખ્રતુશ સ્પેન્તાંમ્યાં આર્મઇતીમ દાંમીમ વીદ્વાઓ હિથાંગ અષહ્યા.

[ઈજ૦, હા ૩૪, ક૦ ૧૦.

ઇજાઓ, યઓસ્તયો ફ્રેરસ્તયો, આર્મતયો, વંઘુહીમ આબીશ અપીમ, વંઘુહીમ ઈષેમ, વંઘુહીમ આઝઇતીમ, વંઘુહીમ ફ્રસસ્તીમ, વંઘુહીમ પરેન્દીમ યઝમઇદે.

[ મોટી હફતન યશ્ત, ક૦ ૪, ફ૦ ૨.

## અર્થ.

સારી દાનેશવાળો શખ્સ સંપૂર્ણ મનસ્નીને રાસ્તીનું ખરૂં મૂળ જાણે છે.

[ગાથા બા માઅની, સ૦ ૯૦.

સુખાકારી, પવિત્રાઇ, વૃદ્ધિ, સંપૂર્ણ મનસ્ની, તેની સાથે વળી ભલી ઇચ્છા, ભલી આબાદી, ભલી શિખામણ તથા ભલી ચંચળાઇને અમો વખાણિયે છિયે. [ ખોર૦ અવ૦ બા માયની, સ૦ ૧૭૯.

# અર્દીબેહુશ્ત મહિનો—ખોરદાદ રોજ.

## અવસ્તા.

હઉર્વતાતો રથ્વો યાઓંયયાઓ હુખિતોઇશ.

[ખોરદાદ યશ્ત.

અત્ ફ્રો વંઘેઉશ વહ્યોના અઇબી-જમ્યાત્
યે નાઓ એરેજૂશ સવંઘો પથો સીશોઇત
અહ્યા અંઘેઉશ અસ્ત્વતો મનંઘસ્ચા
હઇથ્યેંગ આ-સ્તીશ યેંગ આપઍતી અહુરો.

[ઇજ૦, હા ૪૩, ફ. ૩.

## અર્થ.

ખોરદાદ ફસલને બરાબર વકત ઉપર લાવનારો સરદાર છે.

[ખોરદેહ અવસ્તા બા માઅેની, સફે ૨૦૨.

જે શખ્સ આ હાડમંદ અને પેલી મીનોઇ દુનિયા—કેજે મોજુદ દુનિયા તર્ફે હોરમજ્દ રહે છે તે—ના ફાયદાના રાસ્ત માર્ગો બતાવી શકે તે માણુસ પોતે કીધેલાં ભલાંના કરતાં વધારે ભલું હાંસેલ કરો !

[ગાથા બા માઅેની, સ૦ ૧૦૦—૧૦૧.

## અર્દીબેહસ્ત મહિનો—અમરદાદ રોજ.

### અવસ્તા.

યેઙ્હા સવા ઈષાઓન્તી રાદંઘો
યોઇ-જી જવા અઓંઘરેચાં બ્વન્તિચા;
અમેરેતાઇતી અષાઉનો ઉર્વા અએષો;
ઉતયૂતા યા નેરાંશ સાદ્રા દ્રેગ્વતો.

[ઈજ૦ હા ૪૫, ફ૦ ૭.

### અર્થ.

સખાવત કરનારા અશો માણસો જેઓ હાલ હયાત છે, જેઓ આગળ થઇ ગયા, અને જેઓ હવે પછી થશે તેઓ તે (હોરમજદ)થી ખચીત ફાયદો ઇચ્છે છે. તેવા અશો માણસનું રવાન બેહસ્તનાં સુખની ખાહેશ રાખનારૂં હોયછે, પણ પાપી માણસોને તો સખ્ત પિડા ખમવી પડે છે.

[ગાથા બા માઐની, સ૦ ૧૩.

# અર્દીબેહસ્ત મહિનો—દેપાદર રોજ.

## અવસ્તા.

યે વહ્યો વંઘેઉશ વજ્દે યસ્ચા હોઇ વારાઇ રાદત્
અહુરો ખ્ષથ્રા મજ્દાઓ અત અહ્માઇ અકાત્ અષ્યો,
યે હોઇ નોઇત્ વીદાઇતી અપેમે અંઘેઉશ ઉર્વએસે.

[ઇજ૦, હા ૫૧, ક. ૬.

## અર્થ.

જે કોઇ હોરમઝ્દને ખુશહાલ કરવા થકી તેને ભેટ સાથે આરાધે છે તેને તે સાહેબ પોતાની સર્વશક્તિથી સારાંના કરતાં વધારે સારૂં આપે છે. વળી જે કોઇ તેની ભક્તિ કરતો નથી તેને દુનિયાની છેક આખેરીમાં (યાને કેયામતને દહાડે) ખરાબના કરતાં વધારે ખરાબ ખચીત આપશે.

[ગાથા બા માઅની, સ. ૨૦૭.

# અર્દીબેહસ્ત મહિનો—આદર રોજ.

## અવસ્તા.

આતરેમ્ સ્પેન્તેમ્ યજમઇદે તખ્મેમ્ હુન્તેમ્ રથએસ્તારેમ્.

[ઈજ૦, હા ૬૨, ફ. ૮.

અષા થ્વા આથ્રો વેરેજેના પઓઉરૂયે પઇરિજસામઇદે, મજદા અહુરા થ્વા થ્વા મઇન્યૂ સ્પેનિસ્તા.

[મોટી હફ્તન યશ્ત, ક૦ ૨, ફ૦ ૧

## અર્થ.

વૃદ્ધિ કરનાર, જોરાવર, રોશન તથા બદીની સામે લડનાર આતશને અમો વખાણિયે છિયે.

[ઈજશ્ને તથા વીસ્પરદનો તરજુમો, સ. ૧૫૨.

અય સૌથી વૃદ્ધિ કરનાર મીનો હોરમજદ! આ આતશના મારફતે સૌથી પહેલાં તુંને અને તુંનેજ અમો પહોંચિયે છિયે.

[ ખોર૦ અવ૦ બા માઅની, સ૦ ૧૭૬.

# અર્દીબેહેશ્ત મહિનો—આવાં રોજ.

## અવસ્તા.

અત્‌ હ્વૉ મઝ્દા ઇઝાચ્યા આઝૂઇતિસ્ચા,
યે દએનાંમ્‌ વોહૂ સાર્સ્તા મનંઘા.

[ઈજ૦, હા ૪૯, ફ૦ ૫.

## અર્થ.

અએ હોરમજદ, જે કોઇ માઝદયસ્નની દીનને નેક મનસ્નીથી શ્રેષ્ટ ગણે છે તે પોતેજ મુકુળપાણું અને આબાદી છે.

[ગાથા બા માએની, સ. ૧૮૪.

# અર્દીબેહસ્ત મહિનો—ખોરશેદ રોજ.

## અવસ્તા.

ઉઝયર ઉજિર હ્વૈરેખ્ષએત અઉર્વંત્ અસ્પ... રઓખ્ષ્નેમ્ કેરેનઆહિ દામબ્યૈ.

[વંદીદાદ, પરગરદ ૨૧, ફ૦ ૫

## અર્થ.

અએ તેજ ઘોડાવાળા ખોરશેદ,.....તું ઉગ! કે પેદાયશોમાં તું રોશની કરે!

[વંદીદાદનો તરજુમો, સ૦ ૩૩૦

# અર્દીબેહશ્ત મહિનો—મોહોર રોજ.

## અવસ્તા.

તત્ માઓંઘ્રૂહેમ્ પઇતિવએનેમ્, તત્ માંઓંઘ્રૂહેમ્ પઇતિ-વીસેમ્, રઓખ્ષ્નેમ્ માઓંઘ્રૂહેમ્ અઇવિ-વએનેમ્ રઓખ્ષ્નેમ્ માઓંઘ્રૂહેમ્ અઇવિવીસેમ, હિસ્તેન્તિ અમેષાઓસ્પેન્ત ખ્વરેનો દારયેઇન્તિ, હિસ્તેન્તિ અમેષાઓસ્પેન્ત ખ્વરેનો બખ્ષેન્તિ, ઝામ્ પઇતિ અહુરધાતાંમ્.

[માહબોખ્તાર નિયાએશ.

## અર્થ.

જ્યારે તે અંધારીના ચંદ્રને હું જોઉં છું તથા તે અંધારીના ચંદ્રને કબૂલ રાખુંછું, જ્યારે રોશન ચંદ્રને હું જોઉં છું તથા તે રોશન ચંદ્રને હું કબૂલ કરૂં છું, ત્યારે અમશાસ્પંદો ઉભા રહે છે, તેનાં ખોરેહને ટકાવી રાખે છે; ત્યારે અમશાસ્પંદો ઉભા રહે છે, અને હોરમજ્દની પેદા કીધેલી જમીન ઉપર તે ખોરેહને પાંથરી નાખે છે.

[ખોરદેહ અવસ્તા બા માએની, સ.૭૭.

# અર્દીબેહશ્ત મહિનો—તીર રોજ.

## અવસ્તા.

જઓથ્રાબ્યો તિસ્ત્રીમ્ સ્તારેમ્ રએવન્તેમ્ ખરેનંધુહન્તેમ્ યજમઇદે, રામપયનેમ્ હુપયનેમ્, અઉરપેમ્ રઓખ્ષ્નેમ્ ફ્રાદેરેસ્રેમ્ બ્યાવન્તેમ્, બઓપજીમ્ રવોફ્રઓથ્મનેમ્ બેરેજન્તેમ્, દૂરાત બ્યાવન્તેમ બાનુબ્યો રઓખ્ષ્નબ્યો અનાહિતએઇબ્યો.

[તીર યશ્ત, ફ૦ ૨.

## અર્થ.

ચળકાટવાળા, નૂરમંદ, રામશનીની બેઠક રાખનાર, સારી બેઠક રાખનાર, કિર્મજી રંગના, પ્રકાશતા, તરત નજરમાં આવી જાય તેવા, મદદ કરનાર, તનદુરસ્તી આપનાર, ફરાખીથી આગળ વધનાર, બુલંદ દરજ્જાના, પોતાના ચળકાટવાળા તથા સાફ કિરણો મારફતે રાહદારીને દૂર વેરથી મદદ કરનાર તેશ્તર સેતારાને ક્રિયાની ભેટોથી અમો યાદ કરિયે છિયે.

[ખોરદેહ અવસ્તા બા માઅેની, સ. ૧૨૬.

# અર્દીબેહુસ્ત મહિનો—ગોશ રોજ.

## અવસ્તા.

ચોઇ દુશ-ખ્રથ્વા અએષેમેમ્ વરેદેન્ રામેમ્યા,
ખ્વાઇશ હિઝ્વાબીશ ફ્શુયસૂ અફ્શુયન્તો.

[ઇજ્ન, હા ૪૯, ફ. ૪.

## અર્થ.

જેઓ બુરી અકલથી તથા પોતાની બુરી જબાનથી ગુસ્સા તથા અદેખાઇને વધારે છે, તેઓ ઉદ્યોગી માણસોમાં નકામાં હોયછે.

[ગાથા બા માએની, સ. ૬૮૩.

# અર્દીબેહેશ્ત મહિનો—દેપમેહેર રોજ.

## અવસ્તા.

દથા આત્ યજમઇદે અહુરેમ્ મજદાંમ યે ગાંમ્ચા અષેમ્ચા દાત્, અપસ્ચા દાત્, ઉર્વેરાઓસ્ચા વંઘુહીશ્, રઓચાઓસ્ચાં દાત્, બૂમીમ્ચા વીસ્પાચા વોહૂ.

[ઇજ૦, હા ૩૭, ફ૦ ૧.

## અર્થ.

હોરમજદ, કેજેણે જાનવર તથા અનાજ પેદા કીધાં, તથા પાણી અને સારાં ઝાડપાન પેદા કીધાં, તથા (આસ્માનની) રોશનીઓ અને જમીન તથા તમામ નિયામતો પેદા કીધી છે તેને અમો આ પ્રમાણે આ જગાએ યાદ કરિયે છિયે.

[ઇજ૦ તથા વીસ્પ૦ં નો તરજુમો, સફે ૧૧૪.

# અર્દીબેહસ્ત મહિનો—મેહેર રોજ.

## અવસ્તા.

નિજબયેમિ મિથ્રેમ વોઉરૂગઓયઓઈતીમ હુજએનેમ્ ખરેનંઘસ્તેમેમ જયનાંમ્ વેરેથ્રવસ્તેમેમ જયનાંમ્ [વંદી૦, પરગ૦ ૧૯, ફ૦ ૧૫

મેરેન્ચઇતે વીસ્પાંમ્ દઇંઘૂહઓમ્ મઇર્યો મિથ્રો-દ્રુખ્શ, સ્પિતમ, યથ સતેમ્ કયધનાંમ્ અવવત અષવ-જચિત [મેહર યશ્ત, ફ૦ ૨.

## અર્થ.

મેહેર ઇજદ, કે જે સૃષ્ટિની હકુમત ધરાવનાર, સારાં હથિયાર ધરાવનાર, ફતેહમાં સૌથી કીર્તિવાન, તથા ફતેહમાં દુશ્મનને ઘણોજ મારનાર છે, તેની હું તારીફ કરૂં છું. [વંદીદાદનો તરજુમો, સ૦ ૩૦૮.

અય સપેતમાન જરથોસ્ત! ઘાતકી કોલ તોડનાર શખ્સ તમામ દેશને ખરાબ કરે છે, તથા એકશો દુષ્ટ માણસોના જેટલી તે અશો માણસને હાનિ પહોંચાડનારો થાય છે.

[યશ્ત બા માએની, સ૦ ૫૭.

# અર્દીબેહસ્ત મહિનો—સરોશ રોજ.

## અવસ્તા.

તખ્મહે હાંમ્ વરેતિવતો બાઝુશ-અઓજંઘો રથએસ્તાઓ કમેરેઘોજનો દએવનાંમ્ વનતો વનઇતીશ વનઇતિવતો અપઓનો વનતો વનઇતીશ વનઇન્તીમ્ચ ઉપરતાતેમ યઝમઇદે, યાંમ્ચ સ્રઓષહે અષ્યેહે...

[ઇજ઼ા, હા ૫૭, ફ૦ ૩૪.

## અર્થ.

જ઼ોરાવર, બચાવ કરનાર, બાઝુની કુવતવાળા, લડવૈયા, તથા દેવોનાં માથાં ભાંજનાર સરોશ ઇજ઼દને, ફતેહથી ફટકો મારનાર સરોશની ફતેહને, અને સૌથી મોટી ફતેહ જે અશો સરોશ ઇજ઼દની છે તેને અમો વખાણિયે છિયે.

[ઇજ઼૦ તથા વીસ્પ૦ નો તરજુમો, સ૦ ૧૩૮

## અર્દીબેહુસ્ત મહિનો—૨૨ને રોજ.

### અવસ્તા.

રષ્નૂમ રજિશ્તેમ્ યઝમઇદે.

(ઈજ૦ હા, ૬ ક૦ ૬

અસ્ત્વત્ અષેમ્ ખ્યાત્ ઉસ્તાના અઓજો-ઘ્વત્.

(ઈજ૦, હા૦ ૪૩, ક૦ ૧૬.

### અર્થ.

સૌથી સાચા રશ્નુ ઈજદને અમો યાદ કરિયે છિયે.

(ઈજ૦ તથા મીસ્પ૦ નો તરજુમો, સ૦ ૩૭

રાસ્તી પૂર તેજ સાથ જોરાવર અને ફતેહ-મંદ થાઓ!

(ગાથા બા માએની, સફે ૧૧૨

# અર્દીબેહુશ્ત મહિનો—ફરવરદીન રોજ.

## અવસ્તા.

.આયેસે યેસ્તિ આફ્રવખિ અહુરહે મઝ્દાઓ અમેષનાંમ્ સ્પેન્તનાંમ્ મત્ વીસ્પાઐયો અષઓનિબ્યો ફ્રવષિબ્યો યાઓ મઘ્નયવનાંમ યઝતનાંમ્. આયેસે યેસ્તિ આફ્રવખિ ગયેહે મરથ્નો જરથુસ્ત્રહે સ્પિતામહે કવોઈશ. વીસ્તાસ્પહે ઇસત-વાસ્ત્રહે જરથુસ્ત્રોઇશ મત વીસ્પાઐયો અશઑનિબ્યો ફ્રવષિબ્યો યાઓ પઓઇર્યનાંમ દ્કએષનાંમ્.

(ઈજ૦ હા ૨૩, ફ૦ ૨.

## અર્થ.

.હોરમજદ્દનાં તથા અમશાસ્પંદોનાં ફરોહરોને, તથા સાથે મીનો ઇજદોનાં તમામ અશો ફરોહરોને ઇજશનેમાં હું યાદ કરૂં છું. ગયોમર્દનાં, સપેતમાન જરતોશ્તના વડા બેટા એસદવાસ્તરનાં ફરોહરોને, તેમજ પોર્યોદકેશી લોકોનાં તમામ અશો ફરોહરોને ઈજશ્નેમાં હું યાદ કરૂં છું.

(ઈજ૦ તથા વીસ્પરદનો તરજુમો, સફે ૧૦૧.

# અર્દીબેહુશ્ત મહિનો—બેહેરામ રોજ.

## અવસ્તા.

વેરેથ્રઘ્નેમ્ અહુરધાતેમ્ યજમઇદે, અર્ષા-કરેમ્, મર્ષા-કરેમ્, ફ્રષો-કરેમ્, હુઁ-ઘ્નતેમ્, હુઁાયઓનેમ્

(બેહેરામ યશ્ત, ફ૦ ૨૮.

## અર્થ.

હોરમજદનો પેદા કીધેલો બેહેરામ ઇજદ, કે જે મર્દાન્ગી આપનાર, મોત લાવનાર, વધારે, (કયામત) કરનાર, મજબૂત વિચારનો, તથા સારાં કુવતવાળો છે, તેને અમો યાદ કરિયે છિયે.

(ખોરદેહ અવસ્તા બાં માઅેની, સફે ૩૧૦

# અર્દીબેહુશ્ત મહિનો—રામ રોજ.

## અવસ્તા.

તા વે મજ્દા પઓઉર્વીમ્ અહુરા આઆઇયેચા
......દોઇપા—મોઈ ઇસ્તોઈશ ખ્ષથ્રેમ્
ખ્માકેમ્ વોહુ મનંઘા વહ્માઇ દાઇદી સવંઘો.

[ઇજ૦ હા ૫૧, ફ૦ ૨.

અવત આયપ્તેમ્ દઝિદ-મે વયુશ યો ઉપરો-કઇર્યો, યથ અજેમ્ નિજનાનિ અંઘ્રહે મઇન્યેઉશ દાંમનાંમ્, નએચિશ અવત યો સ્પેન્તહે.

[રામ યશ્ત, ફ૦ ૩.

## અર્થ.

અએ હોરમજદ! રાસ્તીને માટે તને સૌથી પહેલા દરજ્જાનો હું ગણું છું. મારી મુરાદનું હાંસેલ થવું તું મને બક્ષ! નેક મનસ્નીવાળી અમારી ભકિતના ફાયદાની પ્રાપ્તિ તું આપ!

[ગાથા બા માઅેની, સ૦ ૨૦૩—૪.

અય જોરેમંદ વાએ ઇજદ, મને તું આ મુરાદ બખ્શ કે હું ગનામિનોની પેદાયશોને મારૂં. પણ સપેનામિનોની પેદાયશને કોઇ નહિ મારે,

[યશ્ત બા માઅેની, સ૦ ૨૬૯.

## અર્દીબેહસ્ત મહિનો—ગોવાદ રોજ.

### અવસ્તા.

અએતત્ તે વયો યજમઇદે, યત્ તે અસ્તિ સ્પેન્તો મઇન્યઓમ. [રામ યશત ૬

સ્પેન્તાંમ્ આર્મઇતીમ્ વંઘુહીમ્ વરેને હામોઇ અસ્તુ. ઉસ ગેઉશ્ સ્તુયે તાયાઅત્યા હજંઘ્રુહત્યા. ઉસ્ માઝ્દયેસ્નિનાંમ્ વીસાંમ્ જયાના-એસ્રા વીવાપત્યા. [ઇજ૦ હા ૧૨, ફ૦ ૨.

### અર્થ.

અએ વાએ ઈજદ ! તારો તે પવન કે જે સપેનામિનોને લગતો છે તેને અમો યાદ કરિયે છિયે. [યશત બા માએની, સફે ૨૬૯.

ભલી અને વૃદ્ધિ કરનાર સભ્યતાને હું પસંદ કરૂં છું; તે મારી થાઓ ! ચોરથી તથા લુટારાથી ગાય ગોસ્પંદોને, અને નુકસાનથી તથા પાણીની ટીપણીથી માજદયસ્નાનોના મહોલ્લા-ઓને દાદાર હોરમજદના બંદગી કરીને હું બંચાવું, એવો હું એકરાર કરૂં છું.

(ઈજ૦ તથા વીસ્પ૦ નો તરજુમો, સ૦ ૭૫.

# અર્દીબેહસ્ત મહિનો—દેપદિન રોજ.

## અવસ્તા.

યાંમ્ દાઓ મઇન્યૂ આથ્રાચા અષાચા ચોઇશ્ રાનોઇબ્યા ખ્શ્નુતેમ્ હ્વત્ ઉર્વતેમ ચઝ્દોન્ઘ્વદેબ્યો.

[ઈજ૦ હા ૩૧, ફ૦ ૩.

## અર્થ.

અએ મીનો હોરમજદ ! દીન આધાર દાનેશ્વરો અને દીનના લડવૈયાઓને જે સંપૂર્ણ ખુશહાલી તેં બક્ષીછે તે અમારી તેજી તથા રાસ્તીને લીધે તું અમોનેઅી બક્ષ !

[ગાથા બા માએની, સ૦ ૩૫.

# અર્દાબેહુશ્ત મહિનો—દીન રોજ.

અવસ્તા.

અર્શ્તાતેમ્ યજમઇદે, વંધ્વિમ ફ્રાદત ગએથાંમ્ વરેદત ગએથાંમ સવોગએથાંમ્ યાંમ દએનાંમ્ માજદયસ્નીમ્ .

[વીસ્પરદ, હા ૭, ક૦ ૨

અર્થ.

દુનિયાની આબાદી કરનાર, દુનિયાની વૃદ્ધિ કરનાર, અને દુનિયાને ફાયદો કરનાર સત્યતા, જે ભલી માજદયસ્ની દીન છે, તેને અમો વખાણિયે છિયે.

(ઈજ૦ તથા વીસ્પ૦નો તરજુમો, સ૦ ૧૯૪.

# અર્દીબેહુશ્ત મહિનો—અશોશવંઘ રોજ.

## અવસ્તા.

અહ્ય જઍાશ્રે બરેસ્મનચ આપીમ્ વંઘુહીમ્ આયેસે યેસ્તિ, ખ્શોઇશ્નીમ્, બેરેજઇતીમ્, અમવઇતીમ્, હુરઑાધાંમ્, ખાપરાંમ્.

[ઈજ૦, હા ૨, ક૦ ૧૪.

## અર્થ.

આ જોર તથા બરસમે કરીને નૂરમંદ, બુલંદ, હિમતવાન, ખુબસુર્ત અને બરદાશ્ત કરનાર અશિશવંઘને ઇજશ્નેમાં હું યાદ કરૂં છું.

[ઈજ૦ તથા વીસ્પ૦ નો તરજુમો, સફે ૨૨.

# અર્દીબેહસ્ત મહિનો—આરતાદ રોજ.

## અવસ્તા.

મઇબ્યો જબયા અષેમ વંધુયા અપી ગત તે.

[ઈજ૦, હા ૫૧, ફ૦ ૧૦.

## અર્થ.

અએ હોરમજદ! મારે માટે તો હું રાસ્તીને વખાણું છું. તારી નેક દુઆથી મને રાસ્તી હાંસેલ થાઓ!

[ગાથા બા માઅની, સ૦ ૨૧૦.

# અર્દ્‌િબેહુશ્ત મહિનો—આસ્માન રોજ.

## અવસ્તા.

અસ્મનેમ્ ખ્‌ન્વન્તેમ્ યજમઇદે, પઓઇર્યો-દાતેમ, પઓઇર્યો-ક્રથ્વરૂસ્તેમ્ ગએથીમ ગએથ્યયાઓ સ્તોઇશ.

[વીસ્પરદ, કરદો ૭, ફ૦ ૪.

## અર્થ.

સૌથી પહેલાં પેદા કીધેલો અને સૌથી પહેલાં બનાવેલો ચળકતો આસ્માન, જે ગેતીની પેદાયશોમાં ગેતીને લગતો છે, તેને અમો વખાણિયે છિયે.

[ઈજ૦ તથા વીસ્પ૦ નો તરજુમો, સફે. ૧૯૫.

## અર્દીબેહુશ્ત મહિનો—જમ્યાદ રોજ.

### અવસ્તા.

નેમસેતે ગઓસ્પેન્ત, નેમસેતે ગઓશ હુધાઓ, નેમસેતે ફ્રાધેન્તે, નેમસેતે વરેધેન્તે, નેમસેતે દાથ્રો બખ્તેમ્ વહિસ્તાઇ અપઓને અનજાંથાઇ અપઓને.

[વંદી, પરગ૦ ૨૧, ફ૦ ૧.

### અર્થ.

અએ વૃદ્ધિ કરનારી,...સારી પેદાયશની,... આબાદ કરનારી,...સૌથી સરસ, અને અશો લોકોને તથા હવે પછી જન્મ પામનારાઓને બક્ષેશ આપનારી જમીન! તને નેમાજ હોજો!

[વંદીદાદનો તરજુમો, સ૦ ૩૨૮.

# અર્દીબેહુશ્ત મહિનો—મારેસ્પંદ રોજ

## અવસ્તા.

વે અસ્ના વએદા ખરઇથ્યા વ્ઇન્ત્ય, સ્રવાઓ યે આઇશ અપેમ્ નિપાઓંઘે મનસ્યા વોહૂ યવએ તાઇતે.

(ઈજ૦ હા ૨૮, ફ૦ ૧૦—૧૧.

## અર્થ.

અએ સાહેબ! મેં જાણ્યું છે કે તારા ફતેહમંદ કલામો એજમતથી ભરપૂર છે. એ કલામોની મદદથી રાસ્તીને તથા નેક વિચારને મારી જીંદગીના છેડા સુધી હું નેગાહમાં રાખીશ.

[ગાથા બા માએની, સ૦ ૧૧

## અર્દીબેહશ્ત મહિનો—અનેરાન રોજ.

અવસ્તા—વીસ્પેમ્ચ અસ્મનેમ્ યજમઇદે વીસ્પેમ્ચ સ્તેઉશ્ચ માઓંઘ્હેમ્ચ હ્વરેચ યજમઇદે વીસ્પ અનઘ્ર રઓચાઓ યજમઇદે.

[ઈજ૦ હા ૭૧, ફ૦ ૯.

અષા મન્યેઉશ સ્પેનિસ્તષા વહિસ્તેમ્ હિજ્વા ઉખ્ધાઈશ. શ્યેઉશ એએઆનૂ મનંઘો આર્મતોઇશ જસ્તોઇબ્યા શ્યઓથના વેરેજ્યત્

[ઈજ૦ હા ૪૭, ફ૦ ૨.

અર્થ—તમામ આસ્માનને અમો વખાણિયે છિયે; તમામ સેતારાઓને, માહતાબને તથા ખોરશેદને અમો વખાણિયે છિયે. તમામ બેહદ રોશનીને અમો વખાણિયે છિયે.

[ઈજ૦ તથા વીસ્પ૦ નો તરજુમો, સ૦ ૧૭૪.

કોઇબી શખ્સ પોતાની જબાન મારફતે બોલેલા નેક સખુનોને લીધે, તથા બંને હાથો વડે કીધેલાં ભલી મનસ્નીનાં અને સભ્યતાનાં નેક કામોને લીધે, તે સૌથી આબાદી કરનાર મીનો હોરમજદનાં સર્વોત્તમ બેહસ્તનું સુખ મેળવી શકે છે. [ગાથા બા માએની, સ. ૧૬૫—૬૬.

# ખોરદાદ મહિનો—હોરમજદ રોજ.

## અવસ્તા.

મજ્ઞા મનોઇ અહુરહ્યા ઉર્વાજેમા મજ઼્દાઓ.

(ઈજ૦, હા ૩૨, ક્૦ ૧.

ફ્રોઈત્ મે તત્ નામ ફ્રઋુઇધિ, અષાઉમ્ અહુર મજ્દ! યત્ તે અસ્તી મજિસ્તેમ્ચ, વહિસ્તેમ્ચ, સ્ત્રએસ્તેમ્ચ, ચારકેરેસ્તેમેમ્ચ, વારેથ્રધ્ન-યોતેમેમ્ચ, બએશજયોતેમેમ્ચ, ત્બએષો-તઉર્વયાંસ્તેમેમ્ચ, દએવનાંમ્ મષ્યાનાંમ્ચ.....યત્ માંમ્ નએ ચિશ તઉર્વયાત્, નોઈત્ દએવો, નએધ મષ્યો, નોઈત્ યાતવો, નએધ પઇરિકાઓ. [હોરમજદ યશ્ત, ક્૦ ૫.

અર્થ—મારાં મનમાં હોરમજ઼્દની ખુશહાલી છે.

(ગાથા બા માઅની, સ૦ પર.

અએ અશો હોરમજ઼્દ! તારૂં તે નામ કે જે સૌથી મોહ્તું, સૌથી સરસ, સૌથી શ્રેષ્ઠ, સૌથી વધારે અસ[illegible]ારક, ઘણુંજ ફતેહથી મારનાર, ઘણુંજ તનદુરસ્તી આપનાર, તથા દેવો અને માણસોની ખરાબીઓને ઘણુંજ તોડનાર છે તે નામ મને ખચીત કહે... કે જેથી કરીને મને કોઈબી દુખ નહિ દે;—નહિ દેવ કે નહિ માણસ, નહિ જાદુગર કે નહિ પરી.

[ખોર૦ અવ૦ બા માઅની, સ૦ ૧૫૨.

# ખોરદાદ મહિનો—બહુમન રોજ.

## અવસ્તા.

અત્ રાતાંમ્ જરથુસ્ત્રો તન્વસ્ચીત્ ખ્ખ્યાઓ
ઉશ્તનેમ્
દદાઇતી પઉર્વતાતેમ્ મનંઘ્હ્‌હસ્ચા વંઘ્હેઉશ્ મજદાઇ
ષ્યઓથનહ્યા અષાઇ યાચા ઉખ્ધખ્ખ્યાચા સેરઓષેમ્
ખ્ષથ્રેમ્ચા.

[ઇજ૦, હા ૩૩, ફ૦ ૧૪.

## અર્થ.

જરતોસ્ત પોતાનાં તનનો જાન તથા નેક મનશ્નીની ઉત્તમતા હોરમજદને માટે ફિદા કરેછે, તેમજ પોતાનાં કામની સત્તા તથા દીનનાં કલામ માટેની તાબેદારી રાસ્તીને ખાતર ફિદા કરેછે.

[ગાથા બા માએની, સ૦ ૮૬.

# ખોરદાદ મહિનો—અર્દીબેહસ્ત રોજ.

## અવસ્તા.

સ્પેન્તા મઇન્યૂ વહિસ્તાચા મનંઘ્હા
હચા અષાત્ ષ્યઓથનાચા વચંઘ્હાચા
અહ્માઇ દાંન્ હઉર્વાતા અમેરેતાતા
મઝ્દાઓ ખ્ષથ્રા આર્મઇતી અહુરો.

[ઈજ૦ હા ૪૭, ફ૦ ૧.

## અર્થ.

રાસ્તીથી ઉત્પંન થતા સૌથી નેક વિચાર, વચન અને કર્મને લીધે, હોરમઝદ આપણને આબાદી કરનાર મીનોની મારફતે સુખ તથા અમરપણું તથા સંપત્તિ અને સંપૂર્ણ મનસ્ની બખ્શે છે.

[ગાથા બા માઅની, સ૦ ૧૬૫.

## ખોરદાદ મહિનો—શેહેરેવર રોજ.

### અવસ્તા.

યે વા ખષયાંસ્ અદાંસ્ દ્રીવા અયન્તેમ્
ઉર્વાતોઇશ્ વા હુજેન્તુશ્ મિથ્રોઇબ્યો વા
રષ્ના જ્યાંસ્ યે અષવા દ્રેગ્વન્તેમ્
વીચિરો હાંસ્ તત્ ફ્રો ખએતવે શ્રુયાત્
ઉજાઇથ્યોઈ ઈમ્ મજદા ષ્રૂન્યાત્ અહુરા

[ઈજ૦ હા ૪૬, ફ૦ ૫.

### અર્થ.

જેઓ શકિતવાળા હોય તેઓએ બુરા માણસોને કદીપણ મદદ કરવી નહિ, યા તેઓ તરફ કોઇ પણ રીતની દયા દેખાડવી નહિ. નેક માણસોને પોતાના ખેશી તરીકે ગણવા. જે કોઇ દુષ્ટ માણસને મદદ કરે છે તેને બુરો સમજવો, પણ જે કોઈ સદગુણી પુરૂષને મદદ આપે છે તેને નેક જાણવો.

[ગાથા બા માઅેની, સ૦ ૧૪૭.

# ખોરદાદ મહિનો—અસ્પંદાદ રોજ.

## અવસ્તા.

વધૂ઼ડ્રેઉશ. ખ્પથ્રા મનંધ્હ઼ેહા અષા મત્ આર્મઇતિશ
વખ્શ્ત્;
ઉતયૂઇતી તેવીષી તાઇશ.

[ઈજ૦ હા ૩૪, ફ૦ ૧૧.

## અર્થ.

ભલું મન અને રાસ્તી એખ્તિયાર કરવાથી સંપૂર્ણ મનસ્નીનો વધારો થાયછે; અને તેઓને લીધેજ કુવત અને શકિત પણ હાંસેલ થાયછે.

[ગાથા બાં માઅની, સ૦ ૯૧.

# ખોરદાદ મહિનો—ખોરદાદ રોજ.

## અવસ્તા.

અહ્માઇ અંઘૂહત્ વહિસ્તેમ્ યે મોઇ વીદ્વાઓ
વઓચાત્ હઇથીમ
માંથ્રેમ્ ઇમ્ હઉર્વતાતો અમેરેતાતસ્ચા,

[ઇજ્ઞ, હા ૩૧, ક૦ ૬.

## અર્થ.

જે વિદ્વાન મને ખુલ્લી રીતે તનદુરૂસ્તી. રાસ્તી, તથા અમરપણાંના માંથ્ર કહે તેને સૌથી સારૂ થજો!

[ગાથા બા માએની, સ૦ ૩૭.

# ખોરદાદ મહિનો—અમરદાદ રોજ.

## અવસ્તા.

દાઇદી-મોઇ યે ગાંમ તષો અપસ્ચા ઉર્વરાઓસ્ચા અમેરેતાતા હઉર્વાતા સ્પેનિસ્તા મઇન્યૂ મઝદા તેવીષી ઉતયૂઇતી મનંઘ્હા વોહૂસે ઘ્હે.

[ઈજ૦, હા ૫૧, ક૦ ૭.

## અર્થ.

અએ ઘણીજ આબાદી કરનાર મીનો હોરમજદ ! તું કે જેણે જાનવર, પાણી તથા ઝાડપાન પેદા કીધાં છે, તે તું મારી નેક મનસ્નીને લીધે તનદુરસ્તી તથા અમરપણું, શકિત, જોર તથા ધર્મજ્ઞાન મને બખ્શ !

[ગાથા બા માઅેની, સ૦ ૨૦૭—૮.

# ખોરદાદ મહિનો—દેપાદર્ રોજ.

## અવસ્તા.

અહ્યા યાસા નેમંઘ્હા ઉસ્તા નજસ્તો રફેધ્રહ્યા
મન્યેઉશ્ મજ્દાઓ પોઉર્વીમ્ સ્પેન્તહ્યા અ'શા
વીસ્પેંગ્ ખ્યઓથના
વંઘ્હેઉશ્ ખ્રતુમ મનંઘ્હો યા ખ્શ્નેવીષા ગેઉશ્ચા
ઉર્વાનેમ્.

[ઈજ૦ હા ૨૮. ફ. ૧.

## અર્થ.

નમનતાઈથી ઉંચા હાથ કરીને સૌથી પહેલાં અણદીઠ તથા આબાદી કરનાર હોરમજદનાં તમામ રાસ્તી ભરેલાં કામોને તથા ભલાં મનની અકલને આ ખુશહાલીમાં હું માંગું છું, કે જેથી કરીને દુનિયાના આત્માને હું ખુશહાલ કરૂં.

[ગાથા બા માઅની, સ. ૪.

# ખોરદાદ મહિનો—આદર રોજ.

## અવસ્તા.

દાયાઓ મે આતર્શ પુથ્ર અહુરહે મઝ્દાઓ.....એરેદ્‌ત્રોઝ ગાંમ્ અખ્ફ્‌ન્યાંમ્ થ્રિશુમ્ અસ્નાંમ્ચ ખ્શફ્‌નાંમ્ચ આસિતોગાતૂમ્ જધાઉરૂમ્ તુથ્રુપાંમ્ આસ્નાંમ્ ફ્રજન્તીમ કર્ષોરાજાંમ્ વ્યાખ્નાંમ્ હાંમ્ રઓધ્વાંમ્ હૂપાંમ્ આઝોઅુઝેમ્ વીરાંમ્ યા મે ફ્રાધયાત્ ન્માનેમ્ચ વીસેમ્ચ ઝન્તૂમ્ચ દખ્યૂમ્ચ દંધ્‌યુ સસ્તીમ્ચ.

[ઈઝ. હા ૬૨, ક. ૫.

## અર્થ.

હોરમજ્દની તર્ફના અએ પાક કરનાર આતશ! તું મને ખડે પગે ઉભા રહેવાની શક્તિ, દહાડો તથા રાત મલીને એક તૃત્યાંસ ભાગ ઉંઘ, પોતાનાં કામ ઉપર ઉસ્તવારી, અને ખબરદારી બખ્શ; તથા વળી પોષણ કરનારૂં, જાતી અકલવાળું, દુનિયામાં સાહેબી ભોગવનારૂં, અનજુમનમાં બેસનારૂં, સારી ઇજ્જતવાળું, સંકટમાંથી છુટકારો બખ્શનારૂં, પેહલવાનોના જેવું જોરેમંદ, તથા ઘેરને, ખાનદાનને, કરબાને, દેશને, તથા દેશના મજ્હબને આબાદ કરે એવું ફર્જન્દ મને આપ!

[ઈઝ૦ તથા વીસ્પ૦ નો તરજુમો, સ. ૧૫૦-૫૧.

# ખોરદાદ મહિનો—આવાં રોજ.

## અવસ્તા.

યત્ હીશ અવિ ફ્રતચ્યઇતિ યત્ હીશ અવિ ફ્રજગરઇતિ અર્દ્વીસૂર અનાહિત.

[અર્દ્વીસૂર નિયાએશ.

દએનાંમ્ વંઘુહીમ્ માઝદયસ્નીમ્ યજમઇદે, ઝરઝદાઇતીમ્ માંથ્રેમ્ સ્પેન્તેમ્ યજમઇદે, ઉષિ—દરેથ્રેમ્ દએનાંમ્ માઝદયસ્નીમ્ યજમઇદે, વએધીમ્ માંથ્રેમ્ સ્પેન્તેમ્ યજમઇદે.

[ઈજ૦, હા ૨૫, ૨૦૬.

## અર્થ.

જે જે ભાગો તર્ફ નિર્મળ અર્દ્વીસૂર વહેછે તે તે ભાગોને તે આબાદ કરેછે.

[ખોરદેહ અવસ્તા બા માએની, સ. ૮૬.

ભલી માઝદયસ્ની દીનને અમો વખાણિયેછિયે; માંથ્રસ્પેન્ત તર્ફની મોહબતને અમો વખાણિયેછિયે; માંઝદયસ્ની દીનને હુશિયારીથી સમજવાનાં કામને અમો વખાણિયેછિયે; માંથ્રસ્પેન્તની વિદ્યાને અમો વખાણિયેછિયે. [ઈજ૦ તથા વીસ્પ૦ નો તરજુમો. સ. ૧૦૫.

# ખોરદાદ મહિનો—ખોરશેદ રોજ.

## અવસ્તા.

યો યજઇતે હ્વરે યત અમેષેમ રએમ અઉર્વંત-અસ્પેમ, પઈતિસ્તાતેએ તેમ ધ્રૂહામ, પઇતિસ્તાતેએ તેમસ ચિથ્રનાંમ દએવનાંમ, પઇતિસ્તાતેએ તાયુનાંમ્ચ હજસ્નાંમ્ચ, પઇતિ-સ્તાતેએ યાતુનાંમ્ચ પઈરિકનાંમ્ચ, પઇતિસ્તાતેએ ઇથ્યેજ ધ્રૂહો મર્ષઓનહે, યજતે અહુરેમ મજ્દાંમ.

[ખોરશેદ નિયાએશ.

## અર્થ.

અંધારાંની,......અંધારાંની તોખમના દેવોની,...ચોરો તથાં લૂટારાઓની,...જાદુગરો તથા પરીઓની,...અને મોતકારક નાશની સાંએ થવા માટે જે ધણી અમર, નૂરમંદ, અને તેજ ઘોડાવાળા ખોરશેદને વખાણે છે તે ગોયા દાદાર હોરમજદને વખાણે છે.

[ખોરદેહ અવસ્તા બા માએની, સ. ૫૪.

# ખોરદાદ મહિનો—મોહોર રોજ.

## અવસ્તા.

ઉઝ્‌યર ઉજિર માઓંઘ્રુહ ગઓચિથ્ર...
રઓખ્ષ્નેમ કેરેનવાહિ દામહ્‌વ.

[વંદી. ફરગ. ૨૧, ક. ૯.

## અર્થ.

અએ ગાયબળદનાં તોખમના માહતાબ !...
તું ઉગ ! અને પેદાયશોમાં તું રોશની કર !

[વંદીદાદનો તરજુમો, સ૦ ૩૩૨.

# ખોરદાદ મહિનો—તીર રોજ.

## અવસ્તા.

તિસ્ત્રીમ્ સ્તારેમ્ રએવન્તેમ્ ખરેનંઘુહન્તેમ્ યજંમઇદે, યો પઇરિકાઓ તઉર્વયેઇતિ, યો પઇરિકાઓ તિતારયેઇતિ. [તીર યશ્ત, ક. ૮.

વીવારેન્તિ વીવારાહુ નવ આપ્શ નવ જાઓ નવ ઉર્વરાઓ નવ બએષજાઓ નવત બએષજ દેશ. [વંદીદાદ, પરગ. ૨૧ ક. ૩.

## અર્થ.

"ચળકતા તથા નૂરમંદ તેસ્તર સેતારાને અમો યાદ કરિયે છિયે, કે જે (તારા રૂપી) પરીઓને તોડેછે, કે જે (તારા રૂપી) પરીઓને ટાળેછે. [ખોરદેહ અવસ્તા બા માએની, સ. ૨૨૦.

વર્સાદની જગામાં વર્સાદ વર્સેછે તેથી તાજું પાણી, નવી જમીન, નવાં ઓરવરો, નવા તનદુરસ્તી આપનારા ઉપાયો, તથા નવા તંનદુરસ્તી આપનારા રોપાઓની ખેતી થાયછે. [વંદીદાદનો તરજુમો, સ. ૩૨૯

# ખોરદાદ મહિનો—ગોશ રોજ.

અવસ્તા—વીસ્પ હુમત, વીસ્પ હૂખ્ત, વીસ્પ હ્વર્સ્તં, બઓધો વર્સ્તં; વીસ્પ દુસ્મત, વીસ્પ દુઝૂખ્ત, વીસ્પ દુઝ્વર્સ્તં, નોઇત બઓધો વર્સ્તં. વીસ્પ હુમત, વીસ્પ હૂખ્ત, વીસ્પ હ્વર્સ્તં, વહિસ્તેમ અંઘુહુઇમ્ અપએત; વીસ્પ દુસ્મત, વીસ્પ દુઝૂખ્ત, વીસ્પ દુઝ્વર્સ્તં અચિસ્તેમ અંઘુહુઇમ અપએત. વીસ્પનાંમ્ચ હુમતનાંમ્ હૂખ્તનાંમ્ હ્વર્સ્તનાંમ્ વહિસ્ત અંઘુહુઇ. [ખોરદેહ અવસ્તા.

અર્થ—તમામ નેક વિચારો, નેક સખુનો, અને નેક કામો બુદ્ધિથી ઉત્પંન થયલાં હોય છે; તમામ બદ વિચારો, બદ સખુનો, અને બદ કામો બુદ્ધિથી ઉત્પંન થયલાં નથી હોતાં.

તમામ નેક વિચારો, નેક સખુનો, અને નેક કામો તે કરનારને બેહસ્ત તર્ફ લઇ જાયછે; તમામ બદ વિચારો, બદ સખુનો, અને બદ કામો તે કરનારને દોઝખ તર્ફ લઇ જાયછે.

તમામ નેક વિચારો, નેક સખુનો અને નેક કામોનો બદલો બેહસ્ત છે. [ખોરદેહ અવસ્તા બા માઅની, સ૦ ૬૮.

# ખોરદાદ મહિનો—દેપમેહેર રોજ.

## અવસ્તા.

હુખ્પથ્રો તેમાઇ બાઅત્ ખ્પથ્રેમ્ અંહ્રત્ હ્યત્ અઇબ્ધી દદેમહિચા ચિશ મહિચા હ્વાંન્ મહિ-ચા હ્યત્ મઝ્દાઇ અહુરાઇ અપાઇચા વહિસ્તાઈ.

[ઈજ૦ હા ૩૫, ફ૦ ૫

## અર્થ.

પાદશાહી સૌથી સરસ પાદશાહ દાદાર હોરમજ્દને ખચીત હોજો ! હોરમજદ કે જે સર્વેત્તમ અશોઇજ છે, તેની તરફ અમો મન લગાડિયે છિયે, તથા તેને અમારા પાદશાહ તરીકે કબુલ રાખિયે છિયે, તથા તેને અમારો પોતાનો કરીને ગણિયે છિયે.

[ઈજશ્ને તથા વીસ્પેરદનો તરજુમો, સં૦ ૧૧૧.

## ખોરદાદ મહિનો—મેહેર રોજ.

### અવસ્તા.

મજદાઓ વએદા યે ઇમ દાત્........
નોઇત દીવ્‌જ્‌ઇંધાઇ વીસ્પા-હિપસ અહુરો:

[ઈજ૦ હા ૪૫, ફ૦ ૪.

મિથ્રેમ મા જન્યાઓ, સ્પિતમ, માયિમ્ દ્‌વતત્ પેરેસાઓંઘ્‌હે માયિમ્ ખાદએનાત્ અષ-ઓનત્ વયાઓ જી અસ્તિ મિથ્રો, દ્‌વતએચ અપઓનએચ.

[મેહેર યશ્ત, ફ૦ ૨.

### અર્થ.

હોરમજદ, કે જે તમામ બાબતો જાણુનારો છે, તથા દરેક ચીજ જોનારો છે, તે કોઈથી ઠગાતો નથી.

[ગાથા બા માઅની, સ૦ ૧૩૫.

અય સપેતમાન જરતોસ્ત! તું હરગેજ કોલ તોડતો ના, પછી તે કોલ તું બુરા માણુસ સાથે કરે કે અશો હમદીન સાથે કરે; કારણ કે બુરા માણુસ અને રાસ્ત માણુસ, એ બંને સાથનો કોલ એક સરખોજ છે.

[યશ્ત બા માઅની, સ૦ ૫૭.

# ખોરદાદ મહિનો—સરોશ રોજ.

## અવસ્તા.

સ્રઓષેમ અષીમ્ હુરઓધેમ્ વેરેથ્રાજનેમ્ ફ્રાદત્ ગએથેમ અષવનેમ્ અષહે રતૂમ્ યઝમઈદે યો વનનો કયધહે, યો વનનો કાઇધ્યેહે, યે. જન્ત દએવયાઓ દ્રુજો અશ-અઓજંઘ્રુહો અહ્મ મેરેન્ચો; યો હરેત અઈબ્યાખ્તચ વીસ્પ-યાઓ ફ્રવોઇશ ગએથયાઓ.

[સરોશ હાદોખ્ત, કરદો ૨, ફ૦ ૧૦

## અર્થ.

ખુબસુંર્ત, ફતેહમંદ, દુનિયાની વૃદ્ધિ કરનાર તથા પવિત્ર અશો સરોશ ઇજદને અમો યાદ કરિયે છિયે, કે જે દુષ્ટ માણસને મારનારો છે, જે દુષ્ટ માણસને લગતાઓને મારનારો છે, જે દુનિયાને ખરાબ કરનાર દેવી દરૂજને મારનારો છે, તથા જે દુનિયાના તમામ વધારાની આબાદી કરનાર તથા ચોકસી કરનાર છે.

[ખોરદેહ અવસ્તા બા માએની, સફે ૨૬૯.

## ખોરદાદ મહિનો—૨૬ને રોજ.

### અવસ્તા.

અશ્‌-હ્કએશેમ્‌ બત્રાહિ યથ રશ્નુશ્‌.

[આફ્રીને પેગામ્બર જરતોશ્ત.

વચ અર્ષુખ્ધ યજમઇદે; સ્રઓશેમ્‌ યજમઇદે; અર્ષીમ્‌ વંધુહીમ્‌ યજમઇદે; નઇરીમ્‌ સંઘ્રેહેમ્‌ યજમઇદે; આખ્સ્તીમ હાંમ-વઇન્તીમ્‌ યજમઇદે; અસ્તરેતચ અમુયમ્ન યજમઇદે.

[વીસ્પરદ, ક૦ ૭, ફ૦ ૧.

### અર્થ.

રશ્નેં ઇજદના જેવા સાચા તરીકા પ્રમાણે ચાલનારા થજો! [ખોરદેહ અવસ્તા બા માએની, સ૦ ૩૩૧.

સાચા બોલાયલા સખુનોને અમો વખાણિયે છિયે; અશો તાબેદારીને અમો વખાણિયે છિયે; ભલી પવિત્રાઇને અમો વખાણિયે છિયે; હિમત આપનારી શિખામણને અમો વખાણિયે છિયે; ફતેહમંદ દોસ્તીને અમો વખાણિયે છિયે; દૃઢ હિમતને અમો વખાણિયે છિયે.

[ઇજ૦ તથા વીસ્પ૦ નો તરજુમો, સ૦ ૧૯૩—૯૪.

# ખોરદાદ મહિનો—ફરવરદીન રોજ.

## અવરતા.

અષઓનાંમ્ વંઘૂહુઇંશ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો યજમઇદે.

[ ખોરશેદ નિયાએશ.

નેમો ગેઉશ, નેમો ગયેહે, નેમો જરથુસ્ત્રહે સ્પિતામહે અષઓનો ફ્રવષેએ.

[ ખોરશેદ નિયાએશ.

## અર્થ.

અશો લોકોનાં ભલાં, જોરાવર, તથા વૃધ્ધિ કરનાર ફરોહરોને અમો વખાણિયે છિયે.

[ ખોરદેહ અવસ્તા બા માએની, સ૦ ૫૦.

ગાવ્યોદાદનાં ફરોહરને નમાજ હોજો! ગયોમર્દનાં ફરોહરને નમાજ હોજો! અશો સપેતમાન જરતોસ્તનાં ફરોહરને નમાજ હોજો!

[ તેજ, સ૦ ૪૭.

# ખોરદાદ મહિનો—બેહેરામ રોજ.

## અવસ્તા.

વસો ખ્ષથ્રો ખ્યાત અષવ, અવસો ખ્ષથ્રો ખ્યાત દ્રવાઓ, ગતો હમિસ્તો નિજ બેરેતો, હચ સ્પેન્તહે મઇન્યેઉશ દાંમબ્યો વરતો અવસો ખ્ષથ્રો.

[ઈજ૰, હા ૮, ફ૰ ૬

## અર્થ.

અશો માણુસ પોતાની મરજી પ્રમાણે રાજ્ય કરનાર થાઓ! પાપી માણુસ દુખમાં પડેલો, સપેનામીનોની પેદાયશોમાંથી બહાર કહાડી મુકેલો, નિષ્ફળ થયલો, તથા પોતાની મરજી પ્રમાણે હકુમત નહિ ચલાવનારો થાઓ!

[ ઈજશ્ને તથા વીસ્પરદનો તરજુમો, સ૰ ૪૭.

# ખોરદાદ મહિનો—રામ રોજ.

## અવસ્તા.

યે ઉર્વાનેમ્ મેન્ ગઇરે વોહૂ. દદે હથ્રા મનંઘ્રહા
અષીમ્ચા ષ્યઓથનનાંમ્ વીદુશ મઝદાઓ અહુરહ્યા
યવત્ ઇસાઇ તવાચા અવત્ ખ્સાઇ અએષે અષહ્યા

[ઇજ૦ હા ૨૮, ફ૦ ૪.

## અર્થ.

દાદાર હોરમજદને પસંદ પડતાં કામો કીધાથી જે ઉત્તમ ફાયદા હાંસેલ થાયછે, તેથી જાણીતો થઇને ભલાં મનની મારફતે મારાં રવાનને ગરોથમાન બેહસ્ત તરફ લઇ જવા, અને જ્યાંસુધી હું શકિત ધરાવું છું અને કુવત રાખુ છું ત્યાં સુધી રાસ્તીની ખાહેશમાં રહેવાને બીજાઓને શિખવવા ઈચ્છું છુ.

[ગાથા બા માઅની, સ૦ ૬.

# ખોરદાદ મહિનો—ગોવાદ રોજ.

## અવસ્તા.

નેમો વોહૂ, નેમો વહિસ્તેમ , જરથુસ્ત્ર ગએથાબ્યો ...... યત્ નેમો વોહૂ અધવીમ્ અત્બએષેમ્ નઇરે હાંમ્-વરેતિશ , દ્રુજો વારેથ્મ દારેસ્ત.

[ સરોશ હાદોખ્ત, કરદો ૧.

## અર્થ.

અય જરતોસ્ત! દુનિયાનાં લોકોને માટે બંદગી સારી છે, બંદગી સૌથી સરસ છે......જે બંદગી ભલી, ખરાં દિલથી કીધેલી તથા બદ નિષ્ટાથી દૂર છે તે માણુસને માટે એક બંચાવ છે, અને તે દરૂજને હટાવનારી એક ઢાલ છે.

[ખોરદેહ અવસ્તા બા માએની, સં૦ ૨૨૪.

# ખોરદાદ મહિનો—દેપદીન રોજ.

## અવસ્તા.

ફ્રો વાઓ ફ્રએષ્યા મજદા અષેમ્ચા સ્રુઇતે યા વે ખ્રતેઉશ ખ્શ્માકશ્ના આ-મંનઘ્રૂડા એરેશ વીચિધાઇ.

[ યજ૦, હા ૪૯, ફ૦ ૬.

## અર્થ.

અએ હોરમજદ! તને હું ઘણોજ પસંદ કરૂંછું, કારણકે તારી હરવેરપ આશાઉ અકલના વિચારની મારફતે રાસ્તી ફરમાવે છે કે ખરૂંજ એખ્તિયાર કરવું.

[ ગાથા બા માએની, સ૦ ૧૮૫

# ખોરદાદ મહિનો—દીન રોજ.

## અવસ્તા.

હુખ્ષય અજેમચિત્ યો જરથુસ્ત્રો ફ્રતેમાં ન્મનનાંમ્ચ, વીસાંમ્ચ, જન્તુનાંમ્ચ, દયુખ્નાંમ્ચ, અંધૂહાઓ દએનયાઓ અનુમતયએચ અનુખ્તયએચ અન્વર્સ્તયએચ, યા આહૂઈરિશ જરથુસ્ત્રિશ.

[ઈજ૰ હા ૮, ક૰ ૭.

## અર્થ.

આ દીન કેજે હોરમજદી જરતોસ્તી છે તેના મત પ્રમાણે, તેના કલામ પ્રમાણે, તથા તેનાં કામો પ્રમાણે ધરોના, મહોલ્લાઓના, કસ્બાઓના, તથા દેશોના આગેવાનોને હું જરતોસ્ત રેહનુમાઈ કરીશ.

[ઈજ૰ તથા વીસ્પ૰ નો તરજુમો, સ૰ ૪૦૭

# ખોરદાદ મહિનો—અશીશવંઘ રોજ.

## અવસ્તા.

નાઇરિકાંમ્ચ અષઓનીમ્ યજમઇદે, ફ્રાયો-હુમતાંમ્, ફ્રાયો-હૂખ્તાંમ, ફ્રાયો-હ્વૅર્સ્તાંમ્, હુશ-હાંમ સાસ્તાંમ્,રતુ-ખ્વથ્રાંમ્, અષઓનીમ્.

[ અઇવિસરૂથરંમ ગેહ.

## અર્થ.

તે અશો નારીને અમો વખાણિયે છિયે, કે જે વધારે નેક મનસ્નીવાળી, વધારે નેક બોલ-નારી, વધારે નેક કામો કરનારી, પુરતી રીતે સારી પેઠે શિખેલી, પોતાના ખાવંદની તાબેદાર, અને સાચું બોલનારી છે.

[ખોરદેહ અવસ્તા બા માએની, સ૦ ૧૨૮

# ખોરદાદ મહિનો—આસ્તાદ રોજ.

## અવસ્તા.

હઇથ્યાવર્સ્તાંમ્ હ્યત્ વસ્ના ફ્રષોતેમેમ્.

[ ઈજ૦, હા ૬૫, ફ૦ ૧૪.

અનાઇશ વાઓ નોઇત્ અહુરા મજ્દા
અષેમ્ચા યા નાઈશ્ જરનએમા
મનસ્ચા હ્યત્ વહિસ્તેમ્ યોઇ
વે યોઇથેંમા દસેમે સ્તૂતાંમ્
યૂજેમ્.

[ઈજ૦, હા ૨૮, ફ૦ ૯.

## અર્થ.

રાસ્તીનાં કામ કરનારાઓની જે ખાએશ તે ઘણીજ ચઢતે દરજજેની છે.

[ઇજશ્ને તથા વીસ્પરદનો તરજુમો, સ૦ ૧૬૦.

અએ હોરમજદ! ભલાં મનની બખ્શેશ મળવાથી તને, રાસ્તીને તથા સર્વોત્તમ વિચારને અમો કે જેઓએ તમારી સ્તુતિની તાલીમમાં કોશેશ કીધી છે તેઓ આજોર્દે કરીશું નહિ.

[ગાથા બા માએની, સ૦ ૧૦

# ખોરદાદ મહિનો—આસ્માન રોજ.

## અવસ્તા.

.....દોઇથા-મોઇ ઇસ્તોઇશ. ખ્વથ્રેમ. ખ્શ્માકેમ્ વોહૂ મનંઘહા વહ્યાઇ દાઇદી સવંઘહો.

[ ઈજ૦, હા ૫૧, ક૦ ૨.

## અર્થ.

અએ હોરમઝ્દ! અમોએ નેક મનસ્નીથી કીધેલી આરાધના માટેના ફાયદાની પ્રાપ્તિ તું મને આપ; મારી મુરાદનું હાંસેલ થવું તું મને બક્ષ!

[ ગાથા બા મ.એની, સ૦ ૨૦૪.

## ખોરદાદ મહિનો—જમ્યાદ રોજ.

અત્રસ્તા—યો ઇમાંમ ઝાંમ અઇવિ વેરેઝયે. ઇતિ સ્પિતમ જરથુસ્ત્ર! હાવોય બાજવો દષિનચ દષિન બાજવો હાવયચ આંઅત અઓખ્ત ઇમ ઝાઓ નરે યો માંમ અઇવિ વેરેઝયેહિ હાવોય બાજવો દષિનચ દષિન બાજવો હાવયચ. બાધ ઇધ આક્રસાનિ દંધુહુચ્યો બાધ ઇધ ચઓનિ બેરેથે વીસ્પાઓ ખરેન્તીશ પર-બરાંન હાંમ બેરેથ્વાંમ ચરો યવહે. [ વંદી૦ ફરગ૦ ૩. ફ૦ ૨૬—૨૭.

અર્થ—જ્યારે કોઇ શખ્સ ડાબી તથા જમણી બાજુથી, અને જમણી તથા ડાબી બાજુથી યાને બંને હાથે કોશેશ કરીને આ જમીનને ખેડે છે ત્યારે એ જમીન તે શખ્સને કહે છે કે “ અએ માણુસ, તું કે જે ડાબીથી જમણી અને જમણીથી ડાબી બાજુએ મને ખેડેછે, તેથી ખચીત અહીં તારા દેશમાં હું વધારો કરીશ; ખચીત અહીં ફળના આકારમાં હું આવીશ અને તમામ મેવા સાથનો તથા અનાજનો ખોરાક હું ઉપંન કરી આપીશ.” [ વંદીદાદનો તરજુમો, સ૦ ૮૨-૮૩.

# ઓરદાદ અહિનો—મારેસ્પંદ રોજ.

## અવસ્તા.

તેમ આઝૂતોઇશ અહુરો માંથ્રેમ તાશત અષા હજઓષો મજદાઓ ગવોઇ ખ્વીદેમ્યા હ્વો ઉરૂપઓઇબ્યો સ્પેન્તો સારન્યા.

[ ઇ૰, હા ૨૯, ક૦ ૭.

## અર્થ.

આબાદીના ચાહનાર હોરમજદે અશોઇની મારફતે આ માંથ્રવાણી બનાવી. વૃદ્ધિ કરનાર હોરમજદે પોતે ખલ્કતને માટે આબાદી અને સાચા માણુસોને માટે નસીહતના કલામો બનાવ્યા.

[ ગાથા બા માએની, સ૦ ૧૮—૧૯.

# ખોરદાદ મહિનો—અનેરાન રોજ.

## અવસ્તા.

તત્ મજ્દા તવા ખ્ષથ્રેમ્ એરેજેજ્યોઇ દાહી દ્રિગ્ઓવે વહ્યો.

[ ઇજ૦ હા ૫૩, ક૦ ૯.

## અર્થ.

અય હોરમજ્દ! ખચીત તારી પાદશાહી એવી છે કે જેથી નેક જીંદગી ગુજારનાર ગરીબ માણસને તેની નેકીના બદલામાં તું બુલંદ દરજ્જો બક્ષે છે.

[ ગાથા બા માઅનિ, સ૦ ૨૩૭.

# તીર મહિનો—હોરમજદ રોજ.

## અવસ્તા.

આઅત્ યથા તૂઈ અહુરમઝ્દા મેંધ્રૂહાચા વઓચસ્ચા દાઓસ્ચા વરેસ્ચા યા વોહૂ અથા તોઈ દદેમહી અથા ચીશ્મહી અથા થ્વા આદશ યજમઈદે અથા નેમખ્યામહી અથા ઈષૂઈધામહી થ્વા મઝ્દા અહુરા!

[ઈજ૦. હા ૧૩, ફ૦ ૫.

## અર્થ.

અએ હોરમજદ! જે કાંઇ સારૂં છે તે જે મુજબ તેં વિચાર્યું, તું બોલ્યો, તેં પેદા કીધું, તથા તેં બનાવ્યું તેજ પ્રમાણે અમો તને ગણિયે છિયે, તેમજ તારી ખુબી પિછાનિયે છિયે, અને તેમજ તને યાદ કરિયે છિયે. અએ સાહેબ! એ પ્રમાણે અમો તને નમિયે છિયે, એ પ્રમાણે અમો તારા કરજદાર છિયે.

[ઈજ૦ તથા વીસ્પ૦ નો તરજુમો, સ૦ ૮૦.

# તીર મહિનો—બહુમન રોજ.

## અવસ્તા.

...વોહૂ ઉખ્ધા ફ્રવી મનંઘ્હા

...આથ્રા અંઘ્હેઉષ્ અરેમ્ વચ્ચેઘાઇ.

[હ્રજ૦, હા ૪૪, ક૦ ૮.

## અર્થ.

વળી મનસ્નીને માટે બંદગીની જરૂર છે; આ દુનિયાનું સુખ રાસ્તીની મારફતે હાંસેલ કરવા થકી બંદગી જરૂરની છે.

[ગાથા બા માએની, સ૦ ૧૧૯.

# તીર મહિનો—અર્દીબહેસ્ત રોજ.

## અવસ્તા.

અત્ યેંગ્ અષાઅત્ચા વોઇસ્તા વંઘ્હેઉશ્ચા દાથેંગ્
મનંઘ્હો.
એરેથ્વેંગ્ મઝ્દા અહુરા અએઇબ્યો પેરેના
આપનાઇશ્ કામેમ્
[ઈજ્૦, હા ૨૮, ફ૦ ૧૦.

## અર્થ.

અએ હોરમજદ! જેઓને ભલાં મનની ખરી પેદાયશ તરીકે તેં પિછાન્યા છે તેઓની રાસ્તીનાં બદલા તરીકે તેમની ખાહેશ તું પુરે-પુરી બર લાવં.

[ગાથા બા માઅની, સ૦ ૯-૦.

## તીર મહિનો—શોહેરેવર રોજ.

### અવસ્તા.

યે વા મોઇના ગેના વા મઝ્દા અહુરા !
દાયાત્ અંધૂહેઉશ્ યા તૂ વોઇસ્તા વહિસ્તા,
અષીમ્ અષાઇ વોહૂ ખ્ષથ્રેમ મનંઘહા,
યાંસ્ચા હખ્ષાઈ ખ્શ્માવતાંમ વહ્માઈ આ,
ફ્રો તાઇશ્ વીસ્પાઇશ્ ચિન્વતો ફ્રફ્રા પેરેતૂમ્.

[ઈજ૦, હા ૪૬, ફ૦ ૧૦.

### અર્થ.

અય હોરમજદ, જે કોઇ મર્દ યા ઓરત આ જીંદગીની સર્વોત્તમ બખ્શેશ જે ખચીત તેં જાણેલીછે તે મને આપે, તથા જે કોઇ રાસ્તીને ખાતરજ રાસ્તી એખ્તિયાર કરે, તેમજ ભલી મનસ્નીથી પોતાની સત્તા ચલાવે, તેઓને તારી કીર્ત્તિ ગાવા તર્ફ હું માર્ગ બતાવીશ, અને તે સઘળાંઓને ચિન્વતપુલ પસાર કરાવી લઇ જઈશ.

[ગાથા બા માએની, સ૦ ૧૫૧—૫૨

## તીર મહિનો—અસ્પંદાદ રોજ.

### અવસ્તા,

નેમો વોહુ, નેમો વહિસ્તેમ, જરથુસ્ત્ર! ગએથાબ્યો; તત્ દ્રવતો દ્રવતાંમ્ ઉર્વ્નતો પઇતિ-દારેસ્ત; તત્ દ્રવતો દ્રવઇત્યાઓસ્ચ અષિ, ઉષિ, કરેન, ગવ, ઝરેથ, જફ્ર, દેરેજ્વાન, પઇરિ ત્રિવ્એસ્તેમ [ સરોશ યશ્ત હાદોખ્ત, કરદો ૧.

### અર્થ.

અએ જરતોસ્ત! દુનિયાનાં લોકોને માટે બંદગી સારી છે; બંદગી સૌથી સરસ છે; તે બંદગી દુર્વંદોમાંનાં જોરાવર દુર્વંદની સામે એક બચાવ છે; તે નર તથા માદા દુર્વંદ (યાને દુષ્ટ માણસ અને બાયડી) ની આંખ, હુશિયારી, તથા કાનને આસપાસથી ઢાંકી નાખનારી, તથા તેમના હાથ, પગ અને મોહોડાં બાંધી લેનારી છે.

[ખોરદેહ અવસ્તા બા માઅની; સ૦ ૨૨૪.

# તીર મહિનો—ખોરદાદ રોજ.

## અવસ્તા.

જ્વાનેમ્ અકરનેમ યજમઇદે, જ્વાનેમ્
દરેઘો-ખધાતેમ્ યજમઇદે. [ખોરશેદ નિયાએશ.
અત હી અયાઓ ફ્રવરેતા
વાસ્ત્રીમ્ અખ્યાઇ ફ્રષુયન્તેમ્,
અશ્રુરેમ્ અષવનેમ્ વંધૂહેઉશ
ફ્રયેન્અહીમ્ મનંઘ્રહો. [ઇજ૦ હા૦ ૩૧, ફ૦ ૧૦.

## અર્થ.

બેકિનાર વકતને,......લાંબી મુદત સુધીના ઠરાવેલા વકતને અમો વખાણિયે છિયે.

[ખોરદેહ અવસ્તા બા માએની, સ૦ ૫૦.

ભલો ઉઘમ કરનાર તથા આળસુ જીંદગી ગુજારનાર એ બેમાંથી હોરમજદની સંપૂર્ણ મનશ્નીએ આ દુનયાના ફાયદાને સારૂ આબાદી કરનાર ખેડુતને રાસ્ત સાહેબ અને ભલી મનશ્નીનો વધારો કરનાર તરીકે પસંદ કીધો છે.

[ગાથા બા માએની, સ૦ ૪૦-૪૧.

# તીર મહિનો—અમરદાદ રોજ.

## અવસ્તા.

દાતા વે અમેરેતાઓસ્ચા ઉતયૂઈતી હઉર્વતાસ દ્રઓનો.

[ઇજ૰, હા ૩૩, ફ૦ ૮.

## અર્થ.

અએ દાદાર! તારી મેહરબાનીની ભેટ તરીકે આ દુનિયાનાં સુખની તથા પેલી દુનિયાનાં અમરપણાંની જાથુકની બખ્શેશ તું મને આપ!

[ગાથા બા માઅનીની, સ૦ ૭૬.

# તીર મહિનો—દેપાદર રોજ.

## અવસ્તા.

અએષાબ્યો સસ્તે અહુરા યોઈ અશાઇ દદેન
જસ્તયો દ્રુજેમ.

[ઈજ૦ હા ૩૦, ફ૦ ૮.

## અર્થ.

જેઓ જુદાઇને રાસ્તીના હાથમાં આપી દે છે તેઓને તેમ કરવાની રૂડી બુદ્ધિ તું જ શિખવેછે, અએ સાહેબ!

[ગાથા બા માએની સ૦ ૩૦-

# તીર મહિનો—આદર રોજ.

## અવસ્તા.

યે વા મોઇ યાઓ ગએથાઓ દજદે અગ્એનંઘ્રહે,
નોઇત્ અહ્યા મા આથ્રીશ ઘ્યઓથનાઇશ ફ્રેરયાત્;
પઇત્યઓગેત્ તા અહ્માઈ જસોઇત્ ઢ્એષે ઘ્બ્બા,
તન્વેમ્ આ યા ઈમ્ હુજ્યાતોઈશ પાયાત્
નોઈત્ દુજ્જ્યાતોઇશ કાચીત્ મજદા ઢ્એષ ઘ્બ્બા.

[ઇ૭૦, હા ૪૬, ફ૦ ૮

## અર્થ.

જે કોઇ મારાં માલ મિલ્કતને હાનિ પહોંચાડવા માંગેછે, તેના ગુસ્સાનો આતશ તેનાં ખરાબ કામોને લીધે મને તો નુકસાન કરી શકશે નહિ, પણ તેની કરણીનું ફળ દ્વેષથી તેનેજ ચાખવું પડશે, કે જે તેનાં તનને દુખથી તો નહિજ પણ સુખથી પસ્તાવા સાથે પાછું રાખસે.

[ગાથા બા માએની, સ૦ ૧૪૯—૫૦.

# તીર મહિનો—આવાં રોજ.

## અવસ્તા.

માનયેન અહે.......દએન માઝ્દયસ્નીશ નરોઁ અપઓનો ક્રમેરેઞ્ઈતિ વીસ્પેમ્ દુશ્મતેમ્ચ, દુઝૂખ્તેમ્ચ દુઝ્વર્સ્તેમ્ચ યથ વાતો દેરેજિ તઃશ્રે થ્વાષેમ્ દષિનાત્ પઈરિ ક્રમેરેઞ્જોઈત્.

[વંદી૦, ફરગ૦ ૩. ક૦ ૪૨.

## અર્થ.

જે પ્રમાણે દક્ષિણ તરફથી ફુંકતો સખ્ત પવન વાતાવરણને બધી તર્ફથી સાફ કરી નાખેછે, તે પ્રમાણે માઝ્દયસ્ની દીન અશો માણુસનાં તમામ ખરાબ વિચાર, વચન અને કામોને સાફ કરેછે

[વંદીદાદનો તરજુમો, સ૦ ૮૮.

# તીર મહિનો—ખોરશેદ રોજ.

## અવસ્તા.

રઓચાઓ ખેંગ્ અસ્નાંમ ઉખ્પા અએઉરૂશ.
ખ્ષ્માકાઈ આપા વહ્યાઇ મજદા અહુરા.

[ઈજ૦, હા ૫૦, ફ૦ ૧૦.

## અર્થ.

અએ અશો હોરમઝ્દ! સેતારા, ખોરશેદ તથા દિવસ થવાની ખબર આપનાર, એ સઘળા રોશની આપનારા ગોળાઓ તારી કીર્તિ ગાવાને માટે પોતપોતાની ગિર્દેશ ફરે છે.

[ગાથા બા માએની, સ૦ ૧૯૮.

# તીર માહનો—મોહોર રોજ.

## અવસ્તા.

યઝાઈ માઓંઘ્રુહેમ, ગઓચિથ્રેમ, બઘેમ, રએવન્તેમ ખરેનંઘ્રુહન્તેમ અપ્નંઘ્રુહન્તેમં તક્નંઘ્રુહન્તેમ વરેચંઘ્રુહન્તેમ, ખ્શતાવન્તેમ, ઇસ્તિવન્તેમ યઓખ્શ્તવન્તેમ, સઓકવન્તેમ, જંઇરિમ્યાવન્તેમ, વોહુંવન્તેમ, બઘેમ બઓપજેમ.

[માહબોખ્તાર નિઆએશ.

## અર્થ.

ગાય ગોસ્પંદાનું તોખમ રાખનાર માહતાબ, કેજે બખ્શેશ કરનાર, ચળકાટવાળો, નૂરમંદ, પાણીવાળો, ગર્મીવાળો, રોશનીવાળો, મદદ કરનાર, સંપત્તિ બખ્શનાર, જોરાવર, ફાયદા કરનાર, લીલોત્રી આપનાર, આબાદી બખ્શનાર, અને તનદુરસ્તી આપનાર ઇજદ છે, તેને હું વખાણું છું.

[ખોરદેહ અવસ્તા.બા માએની, સ૦ ૭૮.

## તીર મહિનો—તીર રોજ.

### અવસ્તા.

વી આઓ્રૂઁ યત્ જસઇતિ, સ્તીરો હિસ્તઇતિ રામઇબ્રિવાઓ હુયાઇર્યાઓ અવ્રિ દંધૂહુશ: કઘ અઇર્યાઓ દંધૂહાવો હુયાઇર્યાઓ બવાઓન્તિ.

[ તીર યશ્ત, ફ૦ ૯.

### અર્થ.

તેસ્તર સેતારો હફ્ત કેસ્વર જમીનમાં ફરી વળેછે, અને ફળદુપ દેશોને આબાદ કરતો તથા ખુશહાલી બખ્શતો ઉભો રહેછે, અને બોલેછે કે 'ઇરાન સરજમીનના મુલકો કયારે ફળદુપ થશે!'

[ ખોર૦ અ૧૦ બા માએની, સ૦ ૨૨૧.

# તીર મહિનો—ગોશ રોજ.

## અવસ્તા.

ની અએશેમો ની-ઘાતાંમ્, પઇતી રેમેમ
પઇતી-સ્યોદુમ્.
યોઇ આ વંઘ્હેઉશ મનંઘ્હો દીદ્રઘ્ઝોદુયે
અષા વ્યાંમ્.

[ઈજ૦, હા ૪૮, ફ૦ ૭.

## અર્થ.

જેઓ નેક વિચારના માર્ગને રાસ્તીની મારફતે મજબૂતીથી પકડવા ઈચ્છેછે તેઓએ ગુસ્સાના દેવને દાબેલો રાખવો જોઇયે, તથા મારામારીને નાબુદ કરવી જોઇયે.

[ગાથા બા માઅેની, સ૦ ૨૭૪-૭૫.

# તીર મહિનો—દપમેહેર રોજ.

## અવસ્તા.

કેમ્ ના મઝદા! મવઇતે પાયૂમ્ દદાત
હ્યત મા દ્રેગ્વાઓ દીદરેશતા અએનંઘેહે
અન્યેમ્ થ્વહ્માત્ આથ્રસ્ચા મનંઘહસ્ચા?
યયાઓ શ્યોથનાઇશ અષેમ્ થ્રઓસ્તા અહુરા!
તાંમ્ મોઇ દાંસ્ત્વાંમ્ દએનયાઈ ફ્રાવઓચા.

[ઈજ૦, હા ૪૬, ફ૦ ૭.

## અર્થ.

અએ હોરમજદ! જ્યારે કોઈ દુષ્ટ માણસ કીનો લેવાને મારી ઉપર ડોળા કડડાવે ત્યારે મને તથા મારા લગતાઓને ઘરબારનાં સુખ અને મનની શાંતિને લગતો બચાવ તું સિવાય બીજો કયો શખ્સ આપશે? એ સુખ અને શાંતિથી અય સાહેબ! રાસ્તી વધેછે. તું સિવાય બીજો કોઈજ પારસાનો કરનાર નથી એવું જ્ઞાન અએ હોરમજદ! દીનને માટે તું મને જાહેર કર.

[ગાથા બા માઅની, સ૦ ૧૪૮—૪૯.

# તીર મહિનો—મેહેર રોજ.

## અવરતા.

અકા વરના દ્રેગ્વાઓ હિઝવા આવેરેતો.

[ઈજ૦ હા ૪૫, ફ૦ ૧.

અહ્માઇ નએમાઇ ઉઝ-જસાઇતિ મિથ્રો ચન્તો ઉપ-ત્બિશ્તો, યહ્માઇ નએમનાંમ્ મિથ્રો. દ્રુખ્ષ, નએથ મઇન્યુ પઈતિ-પાઇતે.

[મેહેર યશ્ત, ફ૦ ૧૯.

## અર્થ.

દુષ્ટ માણસ પોતાના ખરાબ તરીકા તથા જબાનને લીધે આડે માર્ગે ગયલો હોય છે-

[ગાથા બા માએની, સ૦ ૧૩૩.

જે તર્ફ કોલ તોડનાર શખ્સ હોયછે તે તર્ફ ગુસ્સે થયલો તથા દુખી થયલો મેહર ઇઝદ તેને શિક્ષા કરવા માટે જઇ પહોંચેછે, પણ તેને પોતાનો મીનોઇ બચાવ આપતો નથી.

[યશ્ત બા માએની, સ૦ ૬૬.

# તીર મહિનો—સરોશ રોજ.

## અવસ્તા.

સ્રઓષેમ અષીમ હુરઓધેમ વેરેથ્રાજનેમ ફ્રાદત-ગએથેમ અષવનેમ અષહે રતુમ યજમઇદે. ...યો હરેત અઇ-યાખ્ષ્તચ વીસ્પયાઓ ફ્રવોઇશ ગએથયાઓ; યો અનવંઘ્રુહુમ્હેન્મો જઅનંઘુહ નિપાઇતિ મજદાઓ દામાંન્.

[સરોશ હાદોખ્ત, કરદો ૨.

## અર્થ.

ખુબસુર્ત, ફતેહમંદ, વૃદ્ધિ કરનાર તથા પવિત્ર અશોઇના સરદાર અશો સરોશ ઇજદને અમો વખાણિયે છિયે,...કેજે દુનિયાના તમામ વધારાની આબાદી કરનાર તથા ચોકાસી રાખનાર છે; જે ઉંઘાયા વગર જાગૃતપણાંથી હોરમજદની પેદાયશોનું રક્ષણ કરેછે.

[ખોરદેહ અવસ્તા બા માઅની, ૨૩૦.

# તીર મંહિનો—રશને રોજ.

## અવસ્તા.

અત્યા અહ્માઇ વીસ્પનાંમ્ વાહિસ્તેમ્
ખાથ્રોયા ના ખાથ્રેમ્ દઇદીતા.

[ઈજા૦ હા ૪૩, ફ૦ ૨.

નોઇત્ એરેઝેજ્યોઇ ષ્ઝ્યાઇતિ; નોઇત્ ષ્નુ-
યેન્તે દ્રેગ્વસ્. પઇરિ.

(ઈજા૦ હા ૨૯, ફ૦ ૫.

## અર્થ.

જે કીર્ત્તિવાળો માણસ પોતાની કીર્તિને જાળવી રાખી શકેછે, તેને સર્વમાં ખચીત ઘણો ભાગ્યશાળી જાણવો.

[ગાથા બા માઅની, સ૦ ૯૯.

પ્રમાણિકપણાંથી જીંદગી ગુજારવામાં હાનિ નથી; મહેનતુ માણસને બુરા લોકની નજદીક જવું પડતું નથી.

[ગાથા બા માઅની, સ૦ ૧૭.

# તીર મહિનો—ફરવરદીન રોજ.

## અવસ્તા.

આયેસે યેસ્તિ અશઓનાંમ્ વંગુહીનાંમ્ સુરાનાંમ્ સ્પેન્તાનાંમ્ ફ્રવષયો...યાઓ અસ્મનેમ્ વીધારયેન્, યાઓ આપેમ્ વીધારયેન્, યાઓ ઝાંમ્ વીધારયેન્, યાઓ ગાંમ્ વીધારયેન્, યાઓ બરેથ્રિસ્વ પુથ્રે વીધારયેન, પઇતિ વેરેતેએ અપર ઇરિથ્યેન્તો.

[ ફર૦ કા ૨૩, ક૦ ૧.

## અર્થ.

જે ફરોહરો આસ્માનને, પાણીને, જમીનને ગાય ઢોરને અને માતાનાં પેટમાં બચાંને ટકાવી રાખે છે, જેથી તે બચાં મરી જતાં બચે છે, તે ફરોહરોને હું વખાણું છું.

[ ફર૦. બા માઅની, સ૦ ૧૦૦.

## તીર મહિનો—બેહરામ રોજ.

અવસ્તા.

અહ્માત મન્યેઉશ રારેષ્યેઇન્તી દ્રેગ્વન્તો,
મજ્દા સ્પેન્તાત નોઈત ઈથા અષાઉનો.

[ઈજા૦, હા ૪૭, ફ૦ ૪.

યદા અષોઇશ મષ્યાઓ વસે ખ્યાયા
આત હુદાનાઉશ ઈષયાંસ ગેરેઝ્દાખ્યેમ.

[ઈજા૦ હા ૫૦, ફ૦ ૯.

અર્થ.

અએ હોરમજ્દ! સપેનામીનોની બરકતને લીધે રાસ્ત માણસો નહિ પણ પાપી માણસો દુખી થાય છે.

[ગાથા બા માએની, સ૦ ૧૬૭.

અએ હોરમજ્દ! જ્યારે મારી સત્યતાની ખાહેશ ઉપર હું ઉસ્તવાર છું ત્યારે હું એવું ઇચ્છું છું કે એક નેક બુદ્ધિવાળા માણસની માફક તારી તલબ કરનાર તથા તાબેદારીથી અર્જ ગુજારનાર હું થાઉં!

[ગાથા બા માએની, સ૦ ૧૯૭.

# તીર મહિનો—રામ રોજ

## અવસ્તા.

અત્ યે અકેમ્ દ્રેગ્વાઇતે વચંઘ્હા વા અત વા મનંઘ્હા.
જસ્તોઇબ્યા વા વરેશ્ઇતી, વંઘુહાઉ વા ચોઇશ થ્ઇતે અસ્તીમ.
તોઇ વારાઇ રાદેન્તી અહુરહ્યા જઓશે મઝ્દાઓ.
[ઇજ૦, હા ૩૩, ફ૦ ૨.

## અર્થ.

જે કોઇ પોતાના સખુનથી, વિચારથી, યા બે હાથો વડે કીધેલાં કામથી દુષ્ટ માણસનું બુરૂ કરે છે, અથવા જે કોઇ બીજા ધણીને તેના ભલાંને માટે નસીહત આપે છે, તે શખ્સ હોરમજદની મોહબતમાં પોતાના ધર્મસંબધી એતેકાદને માટે ગોયા ભેટ આપે છે.

[ગાથા બા માઅની, સ૦ ૬૯.

## તીર મહિનો—ગોવાદ રોજ.

### અવસ્તા.

તેમ્ ને વોહૂ મત્ મનંઘ્હા ચિખ્નુષો,
યે-ને ઉસેન્ યોરેત્ સ્પેન્ત્યા અસ્પેન્ત્યા.

[ઇજ૦, હા ૪૫, ફ. ૯.

યેંઘ્હે હાતાંમ્ આઅત યસ્ને પઇતી વંઘ્હો, મઝ્દાઓ અહુરો વએથા અષાત્ હચા, યાઓં-ઘ્હાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યઝમઇદે.

[ઇજ૦ હા ૧૮, ફ૦ ૯.

### અર્થ.

નેક મનસ્ની સાથે હોરમજ્દને અમો રાજી રાખવા ઇચ્છિયે છિયે, કે જેણે અમારૂં ભલું ચાહીને સુખ દુખ પેદા કીધાં છે.

[ ગાથા બા માઅની, સ૦ ૧૩૯.

હસ્તી ભોગવનારાઓ મધેથી જે કોઇ આરાધના કરવામાં વધારે ભલો છે, તેનો જાણુ-નાર અશોઇને લીધે હોરમજ્દ પોતે છે, તેઓ-માંના નર તથા નારીઓને અમો વખાણિયે છિયે.

[ખોર૦ અ૧૦ બા માઅની, સ૦ ૧૨.

## તીર મહિનો—દેપદીન રોજ.

### અવસ્તા.

અહુરા!...અહ્મા અષા પોઇ મત્ ખ્ષથ્રેહી.

(ઈજ૦. હા૦ ૪૪, ફ૦ ૧૫.

તત્ થ્વા પેરેસા એરેશ-મોઇ વઓચા અહુરા!

... ... ... ... ...

કા-મે ઉર્વા વોહૂ ઉર્યાપત્ આગેમત્ તા.

[ઇજ૦ હા ૪૪, ફ૦ ૮.

### અર્થ.

અએ હોરમજદ! આ દુનિયામાં સઘળાંઓની પાસબાની કરનાર તરીકે રાસ્તી સાથે તુંજ રાજ્ય કરે છે.

[ગાથા બા માએની, સ૦ ૧૨૫.

અએ હોરમજદ! હું તને પુછું તેનો તું મને ખરો ઉત્તર દેજે, કે—મારૂં રવાન કઇ ભલાઇ અથવા નેકીથી ખુશહાલી પામશે, કે જે કીધાથી તે પોતાની મુરાદ હાંસલ કરે?

[ગાથા બા માએની, સ૦ ૧૧૯

# તીર મહિનો—દીન રોજ.

## અવસ્તા.

સ્પયેઇતિ જી...દએન માઝદયસ્નિશ નર્શ આસ્તવનહે બન્દેમ્ સ્પયેઇતિ દ્રઓજેમ્ સ્પયેઇતિ યાતુ ધ્રીમ્ સ્પયેઇતિ આપત્ર ધ્રીમ્ સ્પયેઇતિ નસુસ પચમ્ સ્પયેઇતિ. અનાપેરેથેમ્ સ્કુયઓથ્નેમ્ સ્પયેઇતિ દેરેજાનો પેરેથેમ્ પારેમ્ સ્પયેઇતિ વીસ્પ તા ષ્યૂઓથ્ન યા ચિચ વેરેજયેઇતિ.

[વંદી૦, પરગ૦ ૩, ફ૦ ૪૧.

## અર્થ.

માઝદયસ્ની દીન પોતાની ઉપર એકીન રાખનારા માણુસની બેડીને તોડી નાખે છે; તે દગાઇ, જાદુઇ, અશોને મારવું, નસો દાટવો, માફ નહિ થઇ શકે એવા ગુંનાહનાં કામો, મુસ્કેલીથી અદા થાય એવું કર્જ, તથા તમામ ગુનાહ ભરેલાં કામોને કહાડી નાખી દૂર કરે છે.

[વંદીદાદનો તરજુમો, સ૦ ૮૮.

## તીર મહિનો—અશીશવંઘ રોજ.

અવસ્તા—રજ્જિસ્તાંમ્ ચિસ્તાંમ્ મજ્દધાતાંમ્ અષ્‌ઓનીમ્ યજમઇદે.

[ખોરશેદ નિયાએશ.

વંઘુહીસ્ચ અષાઓ વંઘુહીસ્ચ અપચો, હુપઉર્વાઓ વહેહીશ, અપરાઓ રાસેન્તીશ દરેઘો-વારેથ્મનો યથનો મજ્જિસ્તાઓસ્ચ વહિસ્તાઓસ્ચ સ્રએસ્તાઓસ્ચ અષચો એરેન્વન્તે.

[યજ૦, હા ૫૨, ક૦

અર્થ—હોરમજદનાં પેદા કીધેલાં અશો તથા સૌથી સાચાં જ્ઞાનને અમો વખાણિયે છિયે.

[ ખોર૦ અવ૦ બા માએની, સ૦ ૫૦.

સારાં સખાવતનાં કામો તથા સારાં રાસ્તીનાં કામો કેજે ઘણાંજ ચઢતે દરજજેનાં તથા વધારે ભલાં છે, અને જે પાછલથી મદદે પહોંચનારાં તેમજ લાંબો વકત સુધી બચાવ કરનારાં છે, તેમને હું વખાણું છું, કેજે કીધાથી સૌથી મોટી, સૌથી સરસ અને સૌથી શ્રેષ્ટ અશોઇ અમોને મળે.

[ ખોર૦ અવ૦ બા માએની, સ૦ ૨૩.

# તીર મહિનો—આસ્તાદ રોજ.

## અવસ્તા.

આઓસ્ચા હુદાઓંઘો એરેશ વીષ્યાતા,
નોઇત દુઝદાઓંઘ્હે.

[ઈજ૦ હા ૩૦, ફ૦ ૩.

## અર્થ.

ખરાબ અકલ્લવાળાઓએ નહિ પણ જેઓ સારાં ડહાપણવાળા છે તેઓએજ રાસ્તી એખ્તિયાર કીધી છે.

[ગાથા બા માઍની, સ૦ ૨૬.

# તીર મહિનો—આસ્માન રોજ

## અવસ્તા.

ઇવીઝ યથા મગેમ્ તેમ્ અત્ વે વયોઇ
અંગ્રહ્યતી અપેમેમ્ વચો.

[ઈજ૦ હા ૫૩, ફ૦ ૭.

## અર્થ.

(પાપી વિચારની નાબુદીનાં) સહાસિક કામને માટે (અએ જરતોસ્તીઓ!) તમો કમર બાંધો; નહિ તો અફસોસ! અફસોસ! એ પ્રમાણે આખર તમારૂં બોલવું થશે.

[ગાથા બા માએની, સ૦ ૨૩૫.

## તીર મહિનો—જમ્યાદ રોજ.

અવસ્તા:

યો ઇમાંમ્ જાંમ્ નોઇત અઇવિ વેરેજયેઇતિ ...હાવોયં બાજવોં દષિનચ દષિન બાજવો હાવયચ આઅત્ અઓખ્ત ઇમ જાઓ નર યો માંમ્ નોઇત અઇવિવેરેજયેહિ હાવોય બાજવો દષિનચ દષિન બાજવો હાવયચ બાધ ઇધ હિસ્તહિ અન્યેહે દૂરે સ્ત્રયનો ખરેન્તીશ પેરેસ્મનઓધ્રુચ બાધ સ્ત્વાંમ્ તરસ્ય .આઓંથ્રુહાનો સરસ્યન્ત.શ ખરેથાઓ બઇર્યેઇન્તે તે આખ્ય બઇર્યેઇન્તે યઓષાંમ્ .દિમ ફ્રાયો વોહૂનાંમ. [વંદી૦, ૫રગ૦ ૩, ફ૦ ૨૮–૨૯

અર્થ—જ્યારે કોઈ શખ્સ આ જમીનને બંને હાથે મહેનત કરીને ખેડતો નથી ત્યારે એ જમીન તે શખ્સને આ પ્રમાણે કહેછે:—અએ માણસ! તું કે જે મને ..નથી ખેડતો તો તું ખચીત ખોરાકની ભીખ માગનારાઓમાં ભટકતો બીજાંઓને બારણે ઉભો રહેશે, તથા લોકોનાં બારણાં આગળ જ્યારે તું બેઠેલો હશે ત્યારે ખંચીત તને બાહેર ઉભો રાખીને પોતાની પુષ્કળ નિયામતમાંથી તારે માટે વાસી ખોરાક લાવી આપશે. [વંદીદાદનો તરજુમો, સ૦ ૮૩.

## તીર મહિનો—મારેસ્પંદ રોજ.

અવસ્તા—નિજબયેમિ માંથ્રો સ્પેન્તો યો અશ્ખરેનાઓ. [વંદી૦, પરગ૦ ૧૯, ફ૦ ૧૬.

યે ઝી આઇશ નોઇત્ ઉર્વાને
 અવ્દાઓ અઇબી-દેરેશ્તા વખ્યાઓ
અત વાઓ વીસ્પેંગ્ આયોઇ
 યથા રતૂમ્ અહુરો વએદા
મજ્દાઓ અયાઓ આંસયાઓ
 યા અપાત્ હચા જવામહી.

[ઇજ૦ હા ૩૧, ફ૦ ૨.

અર્થ—વૃદ્ધિ કરનાર માંથ્રવાણી જે પુરતી રીતે નૂર ભરેલી છે તેની હું તારીફ કરૂં છું.

[વંદીદાદનો તરજુમો, સ૦ ૩૦૮.

અગરજો પહેલી નજરે કોઇ માણસ દીનની બાબત નહિ માને તો પાછલથી દેખદતી સાબેતીઓથી તેનો એતેકાદ વધારે મજબુત થશેજ, અને અએ હોરમજ્દ! તને બધાઓનો[1] ખાવંદ જાણીને હરેક જણ તારી આગળ આવશેજ.

[ગાથા બા માઅની, સ૦ ૩૪.

---

૧ દેવપરસ્તોના દેવતાઓનો.

# તીર મહિનો—અનેરાન રોજ.

## અવસ્તા.

કતારેમ્ અષવા યા દ્રુગ્વાઓ વા વેરેન્વૈઇતે
મજ્યો......

જદી ને મજદા અહુરા વંઘ્હેઉશ ફ્રદખ્શ્તા
મનંઘ્હો.

[ઈજ૦, હા ૩૧, ફ૦ ૧૭.

## અર્થ.

અએ હોરમજ્દ! ભલાં મનંની નિશાનીઓ તું અમોને જાહેર કર. આ બેમાનું કયું વધારે ચઢતે દરજજેનું છેઃ— રાસ્ત માણસ જે પસંદ કરેછે તે, કે દુષ્ટ માણસ જે પસંદ કરેછે તે?

[ગાથા બા માઅની, સ. ૪૬.

# અમરદાદ મહિનો—હોરમજદ રોજ.

## અવસ્તા.

અત્ થ્વા મેંઘ્રુહાઇ તખ્મેમ્ચા સ્પેન્તેમ્ મઝ્દા
હ્યત્ તા ઝસ્તા યા -તૂ હફ્શી અવાઓ
યાઓ દાઓ અપીશ દ્રેગ્વાહતે આષાઉનએચા.

[ઈજ૦, હા ૪૩, ફ૦ ૪.

## અર્થ.

અએ હોરમઝ્દ ! હું તને ખચીત સર્વ-શક્તિવાન તથા આબાદી કરનાર ગણતો રહીશ, કારણકે તારા જે હાથથી પાપી તેમજ અશો માણસને તું મદદ આપેછે તેજ હાથથી હું તેઓ ઉપર આશીર્વાદ પાથરેછે.

[ગાથા બા માઅેની, સ૦ ૧૦૧.

# અમરદાદ મહિનો— બહુમન રોજ.

## અવસ્તા.

અદા ઞ્જી અવા હુજો બવઈતી સ્કેન્દો સ્પયથ્રહ્યા,
અત્ અસિશ્તા યઓજન્તે આહુવિતોઇશ્ વંઘુહેઉશ
મનંઘુહો
મઝ્દાઓ અશ્ખ્યાચા, યોઇ ઝઝેન્તી વંઘુહાઉ
સ્રવહી.

[ઈજ્ર૦, હા ૩૦, ફ. ૧૦.

## અર્થ.

જેઓ ભલી કીર્તિમાં જન્મેલા છે, તેઓ જ્યારે ભલાં મન અને રાસ્તીને લગતાં હોરમજદનાં સારાં મુકામમાં શામેલ થાયછે, ત્યારે તાબડતોબ નાશ કરનાર દરૂજનું જોર ખચીત તૂટી જાયછે.

[ગાથા બા માઅની, સ૦ ૩૧.

# અરમદાદ મહિનો—અર્દીબેહેસ્ત રોજ.

અવસ્તા.

મઇઝ્યો દાવોઇ અહ્વાઓ અસ્ત્વતસ્ચા યત્ચા મનંઘ્હો
આયપ્તા અપાત્ હચા યાઇશ્ રપન્તો દઇદીત ખાથ્રે.

[ઇજ૦, હા૨૮, ફ. ૨.

અર્થ.

ઓ મહાજ્ઞાની સાહેબ! હાડમંદ અને મીનો એ બંને દુનિયાના તે ફાયદાઓ તું મને આપ કેજે રાસ્તીથી મેળવી શકાયછે, અને જેઓની મારફતે ખુશહાલી આપનારૂં સુખ હાંસેલ થાયછે.

[ગાથા બા માની, સ૦ ૫.

# અમરદાદ મહિનો—શહેરેવર રોજ.

## અવસ્તા.

યદા અષેમ્ જેવીમ્ અંઘૂહેન્ મઝદાઓસ્ચા
અહુરાઓંઘૂહો,
અષિચા આર્મઇતી વહિસ્તા ઇષસા મનંઘુહા
મઇઅ્યો ખષથ્રેમ્ અઓજોંઘ્વત્ યેહ્યા વેરેદા વનએમા
દ્રુજેમ્.

[ ઈજ૦, હા ૩૧, ફ૦ ૪.

## અર્થ.

જ્યારે હોરમજદ અને તેના હાથ હેઠલના સરદારો પુરતી રીતે મેહરબાન હોય ત્યારે મારી રાસ્તી, નમનતાઇ તથા સૌથી નેક મનસ્નીની મારફતે મારે માટે એવી મજબૂત સત્તા હું માંગુ છું કે જેની કુમકથી નારાસ્તીને અમો તોડી શકિયે.

[ ગાથા બા માએન, સ૦ ૩૬.

# અમરદાદ મહિનો—અસ્પંદાદ રોજ.

## અવસ્તા.

તત્ વો -ને ..... દઇધાઇ સવો,
અંષેમ્ વોહૂ મનંઘ્હા ઉખ્ધા યાઇશ્ આમેઇતિશ્ .

[ઇજ૦, હા ૫૧, ફ૦ ૨.

## અર્થ.

અએ હોરમઝદ! અમારી રાસ્તી, બંદગી, તથા નેક નૈયત, જેથી સંપૂર્ણ મનસ્ની હાંસેલ થાયછે, તેને લીધે તું અમોને આબાદી બખ્શ!

[યશાવ બા માએની, સ૦ ૨૨૦.

## અમરદાદ મહિનો—ઓરદાદ રોજ.

### અવસ્તા.

હ્યત્ તા ઉર્વાતા સષથા યા મજ્દાઓ દદાત્,
મષ્યાઓંઘ્હો !
ખ્વીતિચા એનેઇતિ હ્યત્યા દરેગેમ્ દ્રેગ્વો-
દેબ્યો રશ્નો
સવચા અષવબ્યો અત્ અઇપી તાઇશ
અંઘ્હઇતી ઉશ્તા.
[ ઈજ઼ા૰, હા ૩૦, ફ઼૰ ૧૧.

### અર્થ.

અએ માણસો ! તમે જાણો કે સુખ દુખ બાએના જે નિયમો હોરમજદે મુકરર કીધાછે તે આ છે કે દુષ્ટ માણસોને લાંબા વકત સુધી દુખ ખમવું પડશે, અને રાસ્ત માણસોને તે ફ઼ાયદા મળશે કે જેમને લીધે તેઓને સુખ હાંસેલ થાયછે.

[ ગાથા બા માએની, સ૰ ૩૨.

# અમરદાદ મહિનો—અમરદાદ રોજ.

## અવસ્તા.

કદા વએદા યેઝી અશા ખ્ષયથા
મઝદા અપા યેઘા -મા આંઇથિશ દ્વએથા
એરેશ-મોઇ એરેઝૂચાંમ વ'ધ્રહેઉશ વહુશ મનંઘ્હો
વીદાત્ સઓષ્યાંસ યથા હોઇ અષિશ અંહત.

(ઇજ૦, હા ૪૮, ફ૦ ૯.

## અર્થ.

અએ આબાદી કરનાર હોરમજદ! અગરજો રાસ્તીને લીધે સર્વ પેદાયશો ઉપર તું સત્તા ભોગવે છે તો જે બાબતમાં મને શક છે તે બાબે હું કયારે જાણીતો થઇશ? તું મને ખરૂં કહે કે નેક મનસ્નીથી રાસ્ત જીંદગી ગુજારનારાઓનું શેવટ કેવું આવશે? જો એ બિના તારી દીનનો માર્ગ બતાવનાર જાણે તો તેથી તેને ફાયદો હાંસેલ થાય.

(ગાથા બા માએની, સ૦ ૧૭૭.

## અમરદાદ મહિનો—દપાદર રોજ.

### અવસ્તા.

યેઝી અદાઇશ અષા દ્રુજેમ્ વેંઘ્રહઇતી,
હત્ આંસ્રુતા યા દઇબિતાના ફ્રઓખ્તા
અમેરેતાઇતી દએવાઇશ્યા મષ્યાઇશ્યા,
અત તોઇ સવાઇશ વહ્મેમ વખ્ષત્ અહુરા.

[ યઝ૦, હા ૪૮, ૬૦૧.

### અર્થ.

અએ હોરમજદ! જ્યારે સદગુણી માણસ પોતાનાં પરોપકારી કામોથી તથા રાસ્ત વર્તણુકથી ઠગાઇને મારશે, તથા જે ચીજને દેવોથી અને બુરા માણસોથી ઠગાઇ તરીકે જાહેર થયલીછે તે જ્યારે પોતાના ખરા આકારમાં બાહેર આવશે ત્યારે તારી પરસ્તેશ તેથી ઉપજતા ફાયદાઓ સાથે ફેલાવો પામશે.

[ ગાથા બા માઅની, સ૦ ૧૯૦.

# અમરદાદ મહિનો—આદર રોજ

## અવસ્તા.

આથ્રે અહુરહે મઝદાઓ પુથ્રેતુશ તેમાઈ.

[યજ્ન૦ હા ૧., ફ૦ ૨.

ઉખ્શ્યો નપાત ઈઝ્યેનો યુથ્ય; પઈતિ જમ્યાઓ આતરે મઝદાઓ અહુરહ્યા, ઉખ્શ્યો નપાત ઉર્વાઝ્યા નાંમિસ્તહ્યા નેમઙ્હા નાઓ; મઝિસ્તાઈ યાઓંઘ્રહાંમ પઈતિ જમ્યાઓ.

[આતશ નીઆએશ, કં૦ ૨, ફ૦ ૨.

## અર્થ.

(આતશની મારફતે હોરમજદને પહોંચનાર) માણસ પોતે એ શક્તિથી ઘણોજ ખુશહાલ રહે છે. અય હોરમજદના આતશ! એવા ઘણીજ ખુશહાલીવાળાની ખુશહાલીથી તથા ઘણોજ નામાંકિત બંદગી કરનારની બંદગીથી તું અમોને પહોંચ; કામોમાંનાં સૌથી મોટાં સહાસિક કામને માટે તું અમારો મદદગાર થા.

[ખાર૦ અવ૦ બા માએની, સ૦ ૧૭૭.

# અમરદાદ મહિનો—આવાં રોજ.

## અવસ્તા.

યઓઝ્દાઓ મષ્યાઇ અઇપી જાંથેમ્ વહિસ્તા. હા યઓઝ્દાઓ...યા દએન માઝ્દયસ્નિશ, યો ક્ષ્‌વાંમ્ દએનાંમ્ યઓઝ્દાથ્‌તિ હુમતાઇસ્ચ હૂખ્તાઇસ્ચ હ્‌વર્સ્તાઇસ્ચ.

[વંદી૦, ૫રગ૦ ૧૦, ફ૦ ૧૮.

## અર્થ.

પવિત્રાઈ માણસને માટે જન્મથીજ સૌથી સરસ ચીજ છે...તે પવિત્રાઈ આ માઝદયસ્ની દીન છે. કોઇબી શખ્સ પોતાનાં અંતઃકરણને નેક વિચાર. નેક વચન અને નેક કામથી પાક કરી શકેછે.

[વંદીદાદનો તરજુમો, સ૦ ૨૧૫.

## અમરદાદ મહિનો—ખોરશેદ રોજ.

### અવસ્તા.

વીસ્પાઓ -સ્તોઈ હુજીતયો યાઓ-જી આઓંઘૂહરે,
યાઓસ્ચા હેન્તી.
યાઓસ્ચા મજ્દા બવઇન્તી, થ્વહ્મી હીશ્ જ્ઓષે
આબખ્શો વૉ
વોહૂ ઉખ્ષ્યા મનંઘ્હા ખ્ષથ્રા અષાચા ઉશ્તા તનૂમ.
[ઇજ૦ હા. ૩૩, ક૦ ૧૦

### અર્થ.

અએ હોરમજ્દ! જીંદગીની તમામ સુખી હાલતો, જે આગળ ભોગવવામાં આવતી હતી, જે હાલમાં ભોગવવામાં આવેછે, તથા જે હવે પછી ભોગવવામાં આવશે તે (મારા તરફની) તારી મોહબતમાં ખચીત તું મને બખ્શ! તથા નેક મનસ્ની, રાસ્તી, કુવત અને આબાદીથી મારાં તનને તું મજબૂત કર!

[ગાથા બા માઅની, સ૦ ૭૭—૭૮.

# અમરદાદ મહિનો—મોહોર રોજ.

## અવસ્તા.

ગવોઇ વેરેઝ્યાતાંમ્ તાંમ્ ને ખરેથાઇ ફ્‌શુયો.

[ઇજ્‌૦ હા ૪૮, ફ૦ ૫.

હા‌-ઍ ને હુપોઇથ્યેમા, હા ને ઉતયૂઇતીમ્

દાત તેવીષીમ્, વંઘ્‌હેઉશ મનંઘ્‌હા એરેખ્ધે.

[ઇજ્‌૦ હા ૪૮, ફ૦ ૬.

## અર્થ.

ગાય ગોસ્પંદોને માટે માણસે મહેનત કરવી જોઇયે, કારણકે તે આપણા ખોરાકને માટે વધારો કરનારાં છે; તે આપણી કીમતી મતા છે, તથા નેક નૈયતની મુરાદમાં તે આપણને કુવત અને જોર બખ્શે છે.

[ગાથા બા માઅેની, સ૦ ૧૭૩—૧૭૪.

## અમરદાદ મહિનો—તીર રોજ.

### અવસ્તા.

જદી ને મઝદા અહુરા!
 વંઘહેઉશ ફ્રદખ્શતા મનંઘહો.

[ ઈજ૦, હા ૩૧, ફ૦ ૧૭.

વોહૂ ખ્શથ્રા અષેમ્
 વચંઘહા ભ્યઓથનાચા હસ્ચિ,
ત્વોઈ મઝદા અહુરા!
 વાક્ષિસ્તો અંઘહઇતી અસ્તિશ.

[ઈજ૦ હા ૩૧, ફ૦ ૨૨

### અર્થ.

અએ મહાજ્ઞાની સાહેબ! તારાં ભલાં મનની નિશાનીઓ અમને જાહેર કર.

[ ગાથા બા મા઼ઈની, સ૦ ૪૬.

અએ હોરમઝદ! જે શખ્સ પોતાની નેક શક્તિથી, વિચારથી, તથા કામથી રાસ્તીને સંભાળેછે, તે શખ્સ તારે માટે ઘણોજ મદદગાર પુરૂષ ગણાય.  [ગાથા બા મા઼ઈની, સ૦ ૫૦

# અમરદાદ મહિનો—મોરા રોજ.

## અવસ્તા.

અત્યા યદા અએષાંમ્ કએના જમઇતી
અએનંઘ્નુહાંમ્,
અત્ મજ્દા તઈબ્યો ખ્શથ્રેમ્ વોહૂ મનંઘ્હા
વોઈ વીદાઇતી.

[ ઇજ્ર૦, હા ૩૦, ફ૦ ૮.

## અર્થ.

અએ હોરમજદ! જ્યારે ગુનેહગાર માણસો ઉપર શિક્ષા આવી પહોંચશે ત્યારેજ તેઓ તને ભલાં મનથી પાદશાહ તરીકે પીછાનશે.

[ ગાથા બા માએની, સ૦ ૩૦

# અમરદાદ મહિનો—દેપમેહેર રોજ.

## અવસ્તા.

.....યેદ્યા હિથાઉશ ના સ્પેન્તો
અત હોઇ દામાંમ્ થ્વહ્મી આદાંમ્ અહુરા.

[ ઇજ૦, હા ૪૮, ક૦ ૭.

## અર્થ.

અએ હોરમજ્દ! દુનિયાની ગિર્દશથી દુઃખ ખમતા તારા રાસ્ત માણસને બચાવવાને માટે તારી સૃષ્ટિમાં હું તેને આશ્રા આપીશ.

[ ગાથા બા માએની, સ૦ ૧૭૫.

# અમરદાદ મહિનો—મેહેર રોજ.

## અવસ્તા.

અષૂંઙ્ ...રાપયેંઘ્રેઉ દ્રેગ્વન્તેમ્ સવગો આપવનેમ્

[ઈજ઼ા હા ૫૧, ફ૦ ૯.

તૂમ્ અકો વહિસ્તસ્યા મિથ્ર અહિ દંઘ્રુ-હુઅ્યો; તૂમ્ અકો વહિતસ્યા મિથ્ર અહિ મષ્યા-કએઇબ્યો; તૂમ્ આખ્તોઇશ અનાખ્તોઇસ્ચ

[મેહેર યશ્ત, ફ૦ ૨૯.

## અર્થ.

અએ હોરમજ઼્દ! બંને દુનિયામાં પાપીને તું શિક્ષા કરેછે તથા નીતિવાનને તું સુખ આપેછે.

[ગાથા બા માઅ્નીની, સ૦ ૨૧૦.

અએ મેહર ઇજ઼દ, તું દેશોને માટે જેમ સખ્ત તેમ સૌથી સારો છે; અએ મેહર ઇજ઼દ, તું માણસોને માટે જેમ સખ્ત તેમ સૌથી સારો છે; અએ મેહેર ઇજ઼દ, દેશોની સુલેહ તથા કુસંપ ઉપર તું સત્તા ભોગવેછે.

[યશ્ત બા માઅ્નીની, સ૦ ૭૨.

# અમરદાદ મહિનો—સરોશ રોજ.

## અવસ્તા.

દૂરાત હચ અહ્માત્ નમાનાત..... અઘાઓ દ્રથ્વેજ્જાઓ વોહદ્વાઓ ચેઇન્તિ, યેંઘહે નમાન્ય સ્રઓષો અષ્યો વેરેથ્રજ્જાઓ, થ્રાં ફ્રેદ્રો અસ્તિ પઇતિ-જ્જન્તો; નાંચ અષવ, ફ્રાયો-હુમતો, ફ્રાયો-હૂખ્તો, ફ્રાયો-હ્વૅર્સ્તો.

[સરોશ યશ્ત વડી, કરદો ૬.

## અર્થ.

જેનાં ઘરમાં અશો, ફતેહમંદ અને તૂમ થયલો સરોશ ઇજદ માન પામેલો હોયછે, તથા જે ઘરમાં વધારે નેક મનસ્નીવાળો, વધારે નેક સખુન બોલનાર, તથા વધારે નેક કામ કરનાર અશો માણસ હોય છે, તે ઘરમાંથી દુષ્ટ, નાશ-કારક અડચણો દૂર જાયછે.

[ખોરદેહ અવસ્તા બા માએની, સ૦ ૨૪૪.

## અમરદાદ મહિનો—૨૨ને રોજ.

### અવસ્તા.

અવ પધ અવ જસ્તે અવ ઉપિ દારયધ્વેમ્ મઝ્દયસ્ન જરથુસ્ત્રયો ! દાઇત્યનાંમ્ રથ્વ્યનાંમ્ વ્ર્ર્શ્તનાંમ્ સ્યઓથ્નનામ્ વેરેજ્યાઇ પઇરિ અધાઇત્યનાંમ્ અરથ્યનાંમ્ દુઝ્વર્શ્તનાંમ્ સ્યઓથ્નનાંમ્ વરેજ્યાઇ વેરેજયતાંમ્ચ ઇંધ વોહૂ વાંસ્ત્ર્ય ઉયમ્ન અનુયમ્નાઇશ દસ્ત.

[ વીસ્પરદ, હા ૧૫, ફ૦ ૧.

### અર્થ.

અએ જરતોસ્તી માઝદયસ્નાનો ! લાયક, વક્તસરનાં, અને નેક કામો કરવાને માટે, પણ નાલાયક, કુવક્તનાં અને બદકામો નહિ કરવાને માટે, તમારા હાથ પગ તથા હુશિયારી ઉસ્તવાર રાખો. અહીં ( આ દુનિયામાં ) તમો સારો ઉદ્યમ કરો; તંગીમાં આવેલાંઓને તંગી વગરનાં કરો.

[ ઈજ૦ તથા વીસ્પ૦ નો તરજુમો, સ૦ ૨૦૯.

# અમરદાદ મહિનો—ફરવરદીન રોજ.

## અવસ્તા.

યેંઘ્હે તૂ મઝદા હદેમોઇ મીનશ અહુરા
તેંગ્ જબયા વંઘ્હેઉશ ઉખ્ધાઇશ મનંઘ્હો.

[ હાઆ૦, હા ૪૬, ફ૦ ૧૪.

## અર્થ.

અએ હોરમઝદ! જેઓને તેં (બેહસ્તની) મજલીસમાં બિરાજવાને લાયક ગણ્યાછે તેઓને મારી નેક મનસ્નીના કલામોથી હું યાદ કરૂંછું

[ ગાથા બા માએની, ૧૫૫—૫૬

## અમરદાદ મહિનો—બેહરામ રોજ.

### અવસ્તા.

નોઈત્ એરેશ-વચાઓ સરેમ્ દદાંસ્ દ્રેગ્વાતા.

[ ઈજા૦, હા ૪૯, ફ૦ ૯.

અહુરેમ્ મજ્દાંમ્ અપવનેમ્ અષહે રતુમ્ યજમઇદે, હુધાઓંઘ્રેમ મજિસ્તેમ્ યજતેમ્ યિમ્ સેવિસ્તેમ્ ફ્રાદત્-ગએથેમ્, દાતારેમ્ વોહુનાંમ્ દામનાંમ્. [ ઈજા૦, હા ૧૬, ફ૦ ૧.

### અર્થ.

સાચું બોલનારે દુષ્ટ માણસની જોડે કોઇ પણ વાતની સરદારી લેવી નહિ.

[ગાથા બા માએની, સ૦ ૧૮૭.

અશોઇનો સરદાર અશો હોરમજદ, કે જે સારાં ડહાપણવાળો અને સૌથી ચઢતે દરજ્જેનો ઇજદ છે, તથા જે ઘણોજ ફાયદો કરનાર, તથા ભલી પેદાયશોનો પેદા કરનાર છે, તેને અમો યાદ કરિયે છિયે.

[ ઇજા૦ તથા વીસ્પ૦ નો તરજુમો, સ૦ ૮૨—૩.

# અમરદાદ મહિનો—રામ રોજ.

## અવસ્તા.

રેફેથ્રાઇ વોઉરૂ ચપાને દોઇથ્રીમોઈ યા -વે અખ્રિ
તા ખ્યથ્રબ્યા અહુરા યા વંધ્રહેંઉશ અખિશ મનંધ્રહો.

[ઈજ૦, હા ૩૨. ફ૦ ૧૩.

## અર્થ.

અએ હોરમજદ! મારી ખુશહાલીને માટે, તથા પુરતી રીતે દીનનો એલમ હાંસેલ કરૂવા માટે, ભલાં મનની તથા સાહેબીની જે આશીર્વાદ પામેલી બખ્શેશો છે તે તું ખચીત મને આપ.

[ગાથા બા માઅની, સ૦ ૮૯.

# અમરદાદ મહિનો—ગોવાદ રોજ.

## અવસ્તા.

અત્ વે યઓજ જ઼ેવીસ્ત્યેંગ્ ઉર્વતો
જ્યાઇંશ્ પેરેથૂશ્ વહ્મયા યૂષ્માકયા
મજ઼્દા અષા ઉગ્રેંગ્ વોહૂ મનંઘ્હા
યાઇશ્ અજ઼ાથા મહ્માઇ ખ્યાતા અવંઘ્હે.

[ઈજ઼ે૦, હા ૫૦, ફ઼૦ ૭.

## અર્થ

અએ હોરમજ઼્દ! રાસ્તી તથા નેક મનસ્નીની મારફ઼તે તારી બકિતના ફ઼ાયદાકારક, મજ઼બૂત, તથા ઉસ્તવાર માર્ગો તરફ઼ પહોચીને હું તારી ઉપરજ મારૂં ચિત્ત લગાડું છું; એટલા માટે તું મારી રેહનુમાઇ કર અને મારો મદદગાર થા.

[ગાથા બા માઅનેની, સ૦ ૧૯૫—૯૬

## અમરદાદ મહિનો— દેપદીન રોજ.

### અવસ્તા.

દાઇદી અત્ નેરાંશ્ મજ્દા અહુરા, અપાઉનો અપ-ચિનંધ્રૂહો અઇધૂશ્ વાસ્ત્રૂયેંગ, દરેગાઇ ઇજ્જાઇ એજ્વઇતે હ્મ્મઇને, અંહ્મઇબ્યાચા અહ્મા રપ્નંધ્રૂહો અથા ખએતૂશ્, અથા વેરેજેના, અથા હખેમાં ખ્યાત્ યાઇશ અપવનો એરેષ્યા, ઇન્તેમ્ રાઈતી. [ઈજ૦, હા ૪૦, ફ૦ ૩—૪.

### અર્થ.

અય હોરમજદ ! લાંબો વકત સુધી રહે તેવી આબાદીને માટે તથા સંગીન મિત્રાચારીને માટે અશોઈની ખાહેશ રાખનારા ચાલાક તથા મહેનતુ રાસ્ત માણસો અમોને તથા અમોને ખુશહાલ કરનારાઓને તું આપ. વળી અમારા ખેશીઓને, ધંધાદારીઓને તથા દોસ્તોને બી એજ પ્રમાણે થાઓ! અએ હોરમજદ, તારેથી અમો માંગિયે છિયે કે અમો રાસ્ત અને ખાલેસ થઇયે, તથા અમારી સખાવતની મારફતે તને પસંદ પડતા થઇયે.

(ઈજ૦ તથા વીસ્પ૦ નો તરજુમો, સ૦ ૧૧૯—૨૦.

## અમરદાદ મહિનો—દીન રોજ.

### અવસ્તા.

દએન માઝદયસ્નિશ વીસ્પએઇબ્ય વંઘુહુ
વીસ્પએઇબ્ય અષો-ચિથ્રએઇબ્ય, હુઇથ્ય-દાતેમ્ અ
દાતેમ્ જરથુસ્ત્રિ.

[સરોશ યસ્ત હાદોખ્ત, કરદો ૧

### અર્થ.

માઝદયસ્નની દીન તેમજ જરતોસ્તી કાયદે
તમામ ભલી ચીજોમાં, તમામ અશોઇનાં તોખમ
વાળી પેદાયશોમાં, સચાઇને ઘણોજ ટેકો આપ
નારાં છે.

[ખોરદેહ અવસ્તા બા માએની, સ૦ ૨૨

## અમરદાદ મહિનો—અશીશવંઘ રોજ.

### અવસ્તા.

............ યા કેઘ્નોઈ વીદાત્
પઇથ્યએચા વારૂયએઇબ્યો અત્યા ખએતઓવે
અપાઉની અષત્રબ્યો, મનંઘ્હો વંઘ્હેઉશ ખેન્વત
હંઘ્હુશ. મે બેએત્ ઉશ
મઝ્દાઓ દદાત્ અહુરો દએનયાઇ વંઘ્હુયાઇ યવોઇ
વીસ્પાઇ આ.

[ઇજ૦, હા ૫૩, ફ૦ ૪.

### અર્થ.

જે છોડી અશો રહીને પોતાના બાપ, પોતાના ખાવંદ, પોતાના નોકરો, તેમજ પોતાના ખેશીઓ અને રાસ્ત માણુસો તર્ફે વફાદાર રહેશે, તેની નેક નૈયતની મુરાદ પુરતી રીતે પાર પડશે, અને દાદાર હોરમજદ તેણીની સારી દિયાનતને લીધે તેને હમેશનું ગરોથમાન બેહસ્ત બખ્શશે.

[ગાથા બા માએની, સ૦ ૨૩૦.

## અમરદાદ અહિનો—આસ્તાદ રોજ.

અવસ્તા—પંચનાંમ અહ્મિ, પંચનાંમ નોઇત અહ્મિ:—હુમતહે અહ્મિ, દુશ્મતહે નોઇત્ અહ્મિ, હૂખ્તહે અહ્મિ, દુજાખ્તહે નોઇત્ અહ્મિ, હ્વર્સ્તહે અહ્મિ, દુજ્વર્સ્તહે નોઇત્ અહ્મિ, અઓષહે અહ્મિ, અસુસ્તોઇશ. નોઇત્ અહ્મિ, અષઓનો અહ્મિ, દ્રવતો નોઇત્ અહ્મિ. [ ઈજ૦ હા ૧૦, ફ૦ ૧૬.

અર્થ—પાંચ બાબતો હું કબૂલ રાખું છું; પાંચ બાબતો હું કબૂલ રાખતો નથી:—૧—નેક વિચારને હું કબૂલ રાખું છું, બદ વિચારને હું કબૂલ રાખતો નથી. ૨—નેક સખુનને હું કબૂલ રાખું છું, બદ સખુનને હું કબૂલ રાખતો નથી. ૩—નેક કામને હું કબૂલ રાખું છું; બદ કામને હું કબૂલ રાખતો નથી. ૪—દીનની ફરમાનબરદારીને હું કબૂલ રાખું છું; નાફરમાનબરદારીને હું કબૂલ રાખતો નથી. ૫—અશો માણસોને હું પસંદ કરું છું; દુર્વંદને હું પસંદ કરતો નથી.

[ ઈજ૦ તથા વીસ્પ૦ નો તરજુમો, સ૦ ૬૮.

# અમરદાદ મહિનો—આસ્માન-રોજ.

## અવસ્તા.

અત્યા વે મીઝદેમ્ અંધુહત્ અશ્વા મગવ્યા,
યવત્ આઝુશ ઝરઝદિસ્તો બૂનોઇ હ્પ્તયાઓ
પરચા ક્રઓયાંસ અઓરાચા યથ્થા મઇન્યુશ
દ્રેગ્વતો અનાંસત્ પરા.

[ ઈજ૦, હા ૫૩, ફ૦૭.

## અવસ્તા.

અએ જરતોસ્તીઓ ! તમારાં બાતેનનો સોજ, જેણે દિલનાં તળિયાં સુધી જડ ઘાલેલી છે તે, જ્યારે તદન બાહેર નિકળી જશે, તથા જ્યારે તમારા પાપી વિચારો તદન નાબુદ થઇ જશે, ત્યારેજ એ તમારાં મોટાં કામનો બદલો તમને મળશે.

[ ગાથા બા માઅની, સ૦ ૨૩૪.

## અમરદાદ મહિનો—જમ્યાદ રોજ.

### અવસ્તા.

યત્ બા પઇતિ ક્રએસ્તેમ્ કારયેઇતિ... યવનાંમ્ચ વાસ્ત્રનાંમચ ઉર્વરનાંમ્ચ ખરેથ્યો બઇર્યેનાંમ યત્ વા અનાપેમ્ આઇ આપેમ્ નએઇતિ યત્ વા આપેમ્ આઇ અનાપેમ્ કેરેનએઇતિ.

[વંદી૦, પરગ૦ ૩, ક૦ ૪.

### અર્થ

ખચીત જે જમીન ઉપર માણસ અનાજની તથા ઘાસ ચારાની તથા ખોરાક આપનારાં ઝાડપાનોની સારી પેઠે ખેતી કરે, તથા જે ધણી તદન પાણી વગરની જગાને પાણીવાળી કરે, અથવા તો ઘણી પાણીવાળી જમીનને પાણી વગરની કરે, તે જમીન ઘણીજ ખુશહાલ છે.

[વંદીદાદનો તરજુમો, સ૦ ૭૬.

## અમરદાદ મહિનો—મારેસ્પંદ રોજ.

અવસ્તા—વીસ્પએચ વાચો મજ્દો ફ્રોખ્ત યજમઇદે, યોઇ હેન્તિ દુશ્મતેમ જઘ્નિસ્ત યોઇ હેન્તિ દુઝુખ્તેમ્ જઘ્નિસ્ત યોઇ હેન્તિ દુઝ્વર્સ્તેમ્ જઘ્નિસ્ત ...યોઇ અઇપિ કેરેન્તેન્તિ વીસ્પેમ્ દુશ્મતેમ્ યોઇ અઇપિ કેરેન્તેન્તિ વીસ્પેમ્ દુઝુખ્તેમ્ યોઇ અઇપિ કેરેન્તેન્તિ વીસ્પેમ્ દુઝ્વર્સ્તેમ્ .... વીસ્પનાંમ્ચ અએતએષાંમ્ વચાંમ્ ઓજસ્ચ વેરેથ્રેમ્ચ ખરેનસ્ચ જવરેચ યજમઇદે. [ઇજ૦, હા ૭૧, ફ૦ ૭—૮

અર્થ—હોરમજ્દના કહેલા તમામ કલામોને અમો વખાણિયે છિયે, કે જેઓ બદ વિચારને, બદ સખુનને, અને બદ કામને નાબુદ કરનારા છે; જે કલામો બદ વિચારનો, બદ સખુનનો અને બદ કામનો તદન નાશ કરનારા છે; ...... વળી જે કલામો બદ વિચારનો, બદ સખુનનો અને બદ કામનો જડમેળથી નાશ કરી નાખેછે. તે તમામ કલામો-ની ખુબી, ફતેહમંદી, ખોરહે તથા અસરકારક શકિતને અમો વખાણિયે છિયે.

[ઈજ૦ તથા વીસ્પ૦ નો તરજુમો, સ૦ ૧૭૩—૭૪

# અમરદાદ મહિનો—અનેરાન રોજ.

## અવસ્તા.

અત્ યે માના મરેખ્ષઇતે અન્યાથા અષાત્ મઝ્દા
વ્ંહુ દામોઇશ દ્રૂજો દ્રુનુશ તા દ્રુજ્દાઓ યોઇ હેન્તી.

[ ઈજ્ન, હા ૫૧, ફ० ૧०.

## અર્થ.

અએ હોરમજદ! જે માણુસ રાસ્તીના તરીકાથી ઉલટો જઇને મને નુકસાન કરવા માંગે છે તે પોતે જુઠાઇની પેદાયશનું બચું છે; એવા માણુસો ચંડાળ હોયછે.

[ગાથા બા માઅનીં, સ० ૨૧૦.

૧૫૧

# શેહેરેવર મહિનો—હોરમજદ રોજ.

## અવસ્તા.

હ્વો જી અષા સ્પેન્તો ધરિષ્તેમ્ વીસ્પોઇબ્યો
હારો મઇન્યુ અહૂમ્બીશ ઉર્વંથો મઝ્દા.

[ઇજ૦ હા ૪૪, ફ. ૨.

## અર્થ.

અએ મીનો હોરમજદ, ખચીત તું પોતે રાસ્તીથી આબાદી કરનાર, તથા અમો સઘળાઓથી ખરાબીને દૂર કરનાર, તેમજ બંને દુનિયામાં અમારો તું દોસ્ત છે.

[ગાથા બા માએની, સ૦ ૧૧૪.

# શાહેરેવર મહિનો—બહુમન રોજ.

## અવસ્તા.

આ-માંમ આઇદૂમ્ વહિસ્તા આ ખએથ્યાચા
મજ્દા દરેપત્ય
અપા વોહૂ મનંઘ્હા યા સ્રુયે પરે મગાઉનો.

ઈજ઼૦ હા ૩૩, ક૦ ૭.

## અર્થ.

અએ હોરમજ઼્દ! તું પોતે મારી આગળ આવ, અને ધર્મ ઉપર એતેકાદ રાખનારા માણસો નજદીક હું મારી રાસ્તી તથા નેક મનસ્નીને લીધે જાણીતો છું માટે મારા હકમાં જે કાંઇ સૌથી સરસ હોય તે તું મને શિખવ.

[ગાથા બા માઅેની, સ૦ ૭૪—૭૫.

# શેહેરેવર મહિનો—અર્દીબેહસ્ત રોજ.

## અવસ્તા.

અસ્તા મન્તા પોઉરુયો, રઓચેબીશ રોઇથ્વેન ખાથ્રા,
હ્વો ખ્રથવા દાંમીશ, અષેમ યા દારાયત વહિસ્તેમ
મનો,
તા મઝદા મઇન્યૂ ઉખ્ષ્યો યે આ નૂરેમ્ચીત
અહુરા હામો.

[ઈજ૦, હા ૩૧, ફ૦ ૭.

## અર્થ.

અએ મીનો હોરમજદ! તું કેજે હમેશાં એકસરખો રહેનાર તથા સૌથી પહેલો વિચાર કરનાર છે, જેનો ચળકાટ આસ્માનની બેહદ રોશનીઓ સાથ મળી ગયોછે, જે પોતે પોતાની હરવેસ્પ આઘાહ અકલથી જગતનો પેદા કરનાર છે, અને જેનાથી રાસ્તીને તથા સર્વથી નેક મનસ્નીને ટેકો મળે છે,—તે તું, જેઓ રાસ્ત અને ઉત્તમ વીચાર ધરાવનારાઓ છે તેઓને આબાદ કરેછે. [ગાથા બા માઅની, સ૦ ૩૮

# શેહેરેવર મહિનો—શેહેરેવર રોજ.

## અવસ્તા.

આહૂ અત્ પઇતી અદાહૂ, મઝ્દા અહુરા, મઝ્દાંમ્ચા બૂઇરિચા કેરેઁવા, રાઇતી તોઇ ખ્ષપઇતી અષાત્ હચત્ અઇબી, હચત્ મીઝ્દેમ્ ગુવએચેમ્ ફ્રદદાથા હએનાઓ, મઝ્દા અહુરા! અએઆ હ્વાં ને દાઇદી, અષાઇચા અહુયે મનાપ્યાઇચા, તત્ અઓઆ યા તત્ ઉપા-જ્મ્યામા, તવચા હખ્મા આપ્ખ્યાચા વીસ્પાઇ યવે. [ઈજ૦ હા ૪૦, ફ૦ ૧—૨

## અર્થ.

અએ હોરમજદ! આ પેદાયશોમાં મોટું ડહાપણુ તથા બરકત તું ઉત્પંન કર. અએ સાહેબ, તારી બખ્શેશથી મારા જેવા બીજા દીનદારોને જે બદલો તેં આપ્યો છે તેટલોજ બદલો, અય અકલના ખાવંદ! આ તથા બીનાઇ દુનિયાને માટે તું પોતે અમોનેબી આપ, કે જેથી કરીને હમેશ સુધી તારી તથા અશોઇની દોસ્તીને અમો પહોંચિયે.

(ઈજ૦ તથા વીસ્પ૦ નો તરજુમો, સ૦ ૧૧૯.

